**૧ વીતરાગમાં**—જીવનો ભેદ ૧ સંજ્ઞીનો પર્યાપ્ત, ગુણુસ્થાનક ૪ તે ઉપરના, યોગ ૧૧ તે ૨ આહારિક તથા ૨ વૈક્રિયના વર્જીને, ઉપયોગ ૯ તે ૫ જ્ઞાન ૪ દર્શન, લેશ્યા ૧ શુક્લ.

**૨ સમુચ્ચય કેવલીમાં**—જીવના ભેદ ૨ તે બે સંજ્ઞીના, ગુણુસ્થાનક ૧૧ ઉપરના, યોગ ૧૫, ઉપયોગ ૯ તે ૫ જ્ઞાન ૪ દર્શન, લેશ્યા ૬.

**૩ યુગલમાં**—જીવના ભેદ ૨ તે બે સંજ્ઞીના, ગુણુસ્થાનક ૨ તે ૧–૪, યોગ ૧૧ તે ૪ મનના ૪ વચનના ૨ ઔદારિકના ૧ કાર્મણુનો, ઉપયોગ ૬ તે ૨ જ્ઞાનના ૨ અજ્ઞાનના ૨ દર્શનના, લેશ્યા ૪ પ્રથમ.

**૪ અસંજ્ઞી તિર્યંચ પંચેંદ્રિયમાં**—જીવના ભેદ ૨ તે ૧૧–૧૨, ગુણુસ્થાનક ૨ તે ૧–૨, યોગ ૪ તે ૨ ઔદારિકના ૧ વ્યવહારવચન ૧ કાર્મણુનો, ઉપયોગ ૬ તે ૨ જ્ઞાન ૨ અજ્ઞાન ૨ દર્શન, લેશ્યા ૩ પ્રથમ.

**૫ અસંજ્ઞી મનુષ્યમાં**—જીવનો ભેદ ૧ તે ૧૧ મો, ગુણુસ્થાનક ૧ તે પહેલું, યોગ ૩ તે ૨ ઔદારિકના ૧ કાર્મણુનો, ઉપયોગ ૩ તે ૨ અજ્ઞાન ૧ અચક્ષુદર્શન, લેશ્યા ૩ પ્રથમની.

**વીતરાગ પ્રમુખ પાંચ બોલમાં રહેલા જીવોનો અલ્પ બહુત્વ.**

૧ સર્વથી થોડા યુગલ, ૨ તેથી અસંજ્ઞી મનુષ્ય અસંખ્યાતગુણુ, ૩ તેથી અસંજ્ઞી તિર્યંચ પંચેંદ્રિય અસંખ્યાતગુણુ, ૪ તેથી વીતરાગી અનંતગુણુ, ૫ તેથી સમુચ્ચય કેવલી વિશેષાધિક.

## ગુણુસ્થાનક દ્વાર.

**૧ મિથ્યાત્વમાં**—જીવના ભેદ ૧૪, ગુણુસ્થાનક ૧ તે પહેલું, યોગ ૧૩ આહારિકના બે વર્જીને, ઉપયોગ ૬ તે ૩ અજ્ઞાન ૩ દર્શન, લેશ્યા ૬.

**૨ સાસ્વાદાન સમ્યક્દૃષ્ટિમાં**—જીવના ભેદ ૬ સમ્યક્દૃષ્ટિવત્, ગુણુસ્થાનક ૧ તે બીજું, યોગ ૧૩ તે બે આહારિકના વર્જીને, ઉપયોગ ૬ તે ૩ જ્ઞાન ૩ દર્શન, લેશ્યા ૬.

**૩ સમમિથ્યા દૃષ્ટિમાં**—જીવનો ભેદ ૧ સંજ્ઞીનો પર્યાપ્ત, ગુણુ-

સ્થાનક ૧ ત્રીજું, યોગ ૧૦ તે ૪ મનના ૪ વચનના ૧ ઔદારિકનો ૧ વૈક્રિયનો, ઉપયોગ ૬ તે ૩ અજ્ઞાન ૩ દર્શન, લેશ્યા ૬.

**૪ અવ્રતી સમ્યક્દૃષ્ટિમાં**—જીવના ભેદ ૨ તે સંજ્ઞીના, ગુણસ્થાનક ૧ ચોથું, યોગ ૧૩ તે આહારિકના બે વર્જીને, ઉપયોગ ૬ તે ૩ જ્ઞાન ૩ દર્શન, લેશ્યા ૬.

**૫ દેશવ્રતી [ સંયતા સંયતિ ] માં**-જીવનો ભેદ ૧ તે ૧૪ મો, ગુણસ્થાનક ૧ તે પાંચમું, યોગ ૧૨ તે ૨ આહારિક ૧ કાર્મણ એ ત્રણ વર્જીને, ઉપયોગ ૬ તે ૩ જ્ઞાન ૩ દર્શન, લેશ્યા ૬.

**૬ પ્રમત્ત સંયતિમાં**—જીવનો ભેદ ૧, ગુણસ્થાનક ૧, યોગ ૧૪ કાર્મણ વર્જીને, ઉપયોગ ૭ તે ૪ જ્ઞાન ૩ દર્શનના, લેશ્યા ૬.

**૭ અપ્રમત્ત સંયતિમાં**—જીવનો ભેદ ૧, ગુણસ્થાનક ૧, યોગ ૧૧ તે ૪ મનના ૪ વચનના ૧ ઔદારિક ૧ વૈક્રિય ૧ આહારિક એ ૧૧, ઉપયોગ ૭ તે ૪ જ્ઞાન ૩ દર્શન, લેશ્યા ૩ ઉપરની.

**૮ નીо બાо ૯ અનીо બાо ૧૦ સૂક્ષ્મ સંо ૧૧ ઉપо મોо ૧૨ ક્ષીણ મોо**—એ પાંચમાં-જીવનો ભેદ ૧ સંજ્ઞીનો પર્યાપ્ત, ગુણસ્થાનક પોતપોતાનું, યોગ ૯ તે ૪ મનના ૪ વચનના ૧ ઔદારિકનો, ઉપયોગ ૭ તે ૪ જ્ઞાન ૩ દર્શન, લેશ્યા ૧ શુકલ.

**૧૩ સયોગી કેવલીમાં**—જીવનો ભેદ ૧, ગુણસ્થાનક ૧ પોતાનું, યોગ ૭ તે ૨ મનના ૨ વચનના ૨ ઔદારિકના ૧ કાર્મણ, ઉપયોગ ૨ તે કેવળના, લેશ્યા ૧ શુક્લ.

**૧૪ અયોગી કેવલીમાં**—જીવનો ભેદ ૧, ગુણસ્થાનક ૧, યોગ નથી, ઉપયોગ ૨ કેવળના, લેશ્યા નથી.

**ચૌદ ગુણસ્થાનકમાં રહેલા જીવોનો અલ્પ બહુત્વ.**

૧ સર્વથી થોડા ઉપશમ મોહનીયવાળા, ૨ તેથી ક્ષીણ મોહનીયવાળા સંખ્યાતગુણ; ૩ તેથી આઠમા, નવમા, દશમા ગુણસ્થાનક

વાળા પરસ્પર તુલ્ય ને સંખ્યાતગુણ, ૪ તેથી સયોગી કેવળી સંખ્યાતગુણ, ૫ તેથી અપ્રમત્ત સંયત ગુણસ્થાનકવાળા સંખ્યાતગુણ, ૬ તેથી પ્રમત્ત સંયત ગુણસ્થાનકવાળા સંખ્યાતગુણ, ૭ તેથી દેશવ્રતી અસંખ્યાત ગુણ, ૮ તેથી સાસ્વાદાન સમ્યક્દૃષ્ટિ અસંખ્યાતગુણ, ૯ તેથી સમ્યક્‌મિથ્યાદષ્ટિ અસંખ્યાતગુણ, ૧૦ તેથી અવ્રતી સમદષ્ટિ અસંખ્યાતગુણ, ૧૧ તેથી અયોગી કેવળી–સિદ્ધ સહિત—અનંતગુણ, ૧૨ તેથી મિથ્યાત્વદષ્ટિ અનંતગુણ.

## શરીર દ્વાર.

૧ **ઔદારિકમાં**—જીવના ભેદ ૧૪, ગુણસ્થાનક ૧૪, યોગ ૧૫, ઉપયોગ ૧૨, લેશ્યા ૬.

૨ **વૈક્રિયમાં**—જીવના ભેદ ૪ તે બે સંજ્ઞીના, એક અસંજ્ઞી પંચેંદ્રિયનો અપર્યાપ્ત, ને બાદર એકેંદ્રિયનો પર્યાપ્ત; ગુણસ્થાનક ૭ તે પ્રથમના; યોગ ૧૨ તે બે આહારિકના, ૧ કાર્મણનો વર્જીને; ઉપયોગ ૧૦ તે કેવળના બે વર્જીને; લેશ્યા ૬.

૩ **આહારિકમાં**—જીવનો ભેદ ૧ સંજ્ઞીનો પર્યાપ્ત, ગુણસ્થાનક ૨ તે ૬–૭, યોગ ૧૨ તે ૨ વૈક્રિય ૧ કાર્મણનો વર્જીને, ઉપયોગ ૭ તે ૪ જ્ઞાન ને ૩ દર્શનના; લેશ્યા ૬.

**ઔદારિક પ્રમુખ પાંચ શરીરમાં રહેલા જીવોનો અલ્પ બહુત્વ.**

૧ સર્વથી થોડા આહારિક શરીરી, ૨ તેથી વૈક્રિય શરીરી અસંખ્યાત ગુણ, ૩ તેથી ઔદારિક શરીરી અસંખ્યાતગુણ, ૪ તેથી તૈજસ્ શરીરી ને કાર્મણ શરીરી પરસ્પર તુલ્ય ને અનંતગુણ.

## ઇતિ મોટા બાસઠીયો સંપૂર્ણ.

# શ્રોતા અધિકાર.

શ્રોતા અધિકાર શ્રી નંદિસૂત્રમાં છે તે નીચે મુજબઃ—

ગાથા.

સેલ ઘણ, કુડગ, ચાલણી, પરિપુણગ, હંસ, મહિસ, મેસે ય;
મસગ, જલુગ, બિરાલી, જાહગ, ગો, ભેરિ, આભીરી ગા.૧

ચાૈદ પ્રકારના શ્રોતા છે, તેમાં પ્રથમ **સેલ ઘણ** તે પત્થર ઉપર જેમ મેઘ વરસે પણ પત્થર પાણીથી ભીંજાય નહિ, તેમ એકેક શ્રોતા વ્યાખ્યાનાદિક સાંભળે પણ સમ્યક્ જ્ઞાન પામે નહિ, બુદ્ધ થાય નહિ.

**દૃષ્ટાંતઃ**—કુશિષ્ય રૂપી પત્થર, સદ્‌ગુરૂ રૂપી મેઘ, અને બોધ રૂપ પાણી. મુંગશેલીઆ તથા પુષ્કરાવર્ત્ત મેઘનું દૃષ્ટાંતઃ જેમ પુષ્કરાવર્ત્ત મેઘથી મુંગશેલીઓ પલળ્યો નહિ તેમ એકેક કુશિષ્ય મહાન્ સંવેગાદિક ગુણયુક્ત આચાર્યના પ્રતિબોધ્યા પણ સમજે નહિ, વૈરાગ્ય રંગ પામે નહિ માટે તે શ્રોતા છાંડવાયોગ્ય છે. એ અવિનિતનો દૃષ્ટાંત જાણવો.

જેમ કાળી ભૂમિને વિષે મેઘ વરસે તો તે ઘણી ભીંજે તથા પાણી પણ રાખે, તથા ગોધૂમાદિક (ઘઉં પ્રમુખ) ની ઘણી નિષ્પત્તિ કરે તેમ વિનિત સુશિષ્ય પણ ગુરૂની ઉપદેશરૂપ વાણી સાંભળી હૃદયમાં ધારી રાખે, વૈરાગ્યે કરી ભીંજાય, અને અનેક બીજા ભવ્ય જીવને વિનય ધર્મ વિષે પ્રવર્ત્તાવે માટે તે શ્રોતા આદરવાયોગ્ય છે. ૧

૨ **કુડગઃ**—કુંભનો દૃષ્ટાંત. તે કુંભના આઠ ભેદ છે તેમાં પ્રથમ ઘડો સંપૂર્ણ ઘડાના ગુણે કરી વ્યાપ્ત છે તેના ત્રણ ગુણ. ૧ તે મધ્યે પાણી ભર્યાં થકાં કિંચિત્ બહાર જાય નહિ. ૨ પોતે

શીતળ છે માટે બીજાની પણ તૃષા ઉપશમાવે—શીતલ કરે. ૩ પરની મલિનતા પણ પાણીથી દૂર કરે. તેમ એકેક શ્રોતા વિનયાદિ ગુણે કરી સંપૂર્ણ ભર્યા છે તે ત્રણ ગુણ કરે. ૧ ગુર્વાદિકનો ઉપદેશ સર્વ ધારી રાખે—કિંચિત્ વિસારે નહિ. ૨ પોતે જ્ઞાન પામી શીતલ દશા પામ્યા છે અને ભવ્ય જીવને ત્રિવિધ તાપ સમાવી શીતળ કરે. ૩ ભવ્ય જીવની સંદેહ રૂપી મલિનતા ટાળે. એ શ્રોતા આદરવાયોગ્ય છે.

૨ એક ઘડો પડખે કાણો છે તેમાં પાણી ભરે તો અડધું પાણી રહે ને અડધું પાણી વહી જાય. તેમ એકેક શ્રોતા વ્યાખ્યાનાદિ સાંભળે તો અડધું ધારી રાખે—અડધું વિસરી જાય.

૩ એક ઘડો હેઠે કાણો છે તેમાં પાણી ભરે તો સર્વ પાણી વહી જાય પણ રહે નહિ, તેમ એકેક શ્રોતા વ્યાખ્યાનાદિ સાંભળે તો સર્વ વિસારે પણ ધારે નહિ.

૪ એક ઘડો નવો છે તેમાં પાણી ભરે તો થોડે થોડે ઝમીને ખાલી થાય, તેમ એકેક શ્રોતા જ્ઞાનાદિ અભ્યાસ કરે પણ થોડે થોડે જ્ઞાન વિસારે.

૫ એક ઘડો દુર્ગંધ વાસિત છે, તેમાં પાણી ભરે તો પાણીના ગુણને બગાડે, તેમ એકેક શ્રોતા મિથ્યાત્વાદિક દુર્ગંધે કરી વાસિત છે તેમને સૂત્રાદિક ભણાવતાં જ્ઞાનના ગુણને વિણસાડે.

૬ એક ઘડો સુગંધે કરી વાસિત છે તેમાં પાણી ભરે તો પાણીના ગુણને વધારે, તેમ એકેક શ્રોતા સમકિતાદિક સુગંધે કરી વાસિત છે તેમને સૂત્રાદિક ભણાવતાં જ્ઞાનના ગુણને દીપાવે.

૭ એક ઘડો કાચો છે તેમાં પાણી ભરે તો તે ઘડો ભીંજાઇને વિણસી જાય, તેમ એકેક શ્રોતા અલ્પબુદ્ધિવાળાને સૂત્રાદિકનું જ્ઞાન આપતાં તે નયપ્રમુખને નહિ જાણવાથી તે જ્ઞાનથી તથા માર્ગથી ભ્રષ્ટ થાય.

૮ એક ઘડો ખાલી છે તે ઉપર ખુઝાઈ ઢાંકી વર્ષાકાળે નેવાં હેઠે પાણી ઝીલવા મૂક્યું, પણ પાણી અંદર આવે નહિ ને તળે પાણી ઘણું થવાથી ઉપર તરે ને વાયરાદિકે કરી ભીંત પ્રમુખે અથડાઇને ફુટી જાય; તેમ એકેક શ્રોતા સદ્‌ગુરૂની સભામાં વ્યાખ્યાન સાંભળવા બેસે પણ ઉંઘ પ્રમુખના યોગે કરી જ્ઞાનરૂપ પાણી હૃદયમાં આવે નહિ ને ઘણી ઉંઘના પ્રભાવે કરી ખોટા ડોળરૂપ વાયરે કરી અથડાય છે, તો સભાથી અપમાન પ્રમુખ પામે તથા ઉંઘમાં પડવાથી પોતાના શરીરને નુકસાન થાય.

**ઇતિ આઠ ઘડાના દૃષ્ટાંતરૂપ બીજા પ્રકારના શ્રોતાનું સ્વરૂપ.**

૩ **ચાલણી:**—એકેક શ્રોતા ચાલણી સમાન છે. ચાલણીના બે પ્રકાર—**એક પ્રકાર** એવો છે કે ચાલણી પાણીમાં મૂકે ત્યારે પાણીથી સંપૂર્ણ ભરી દેખાય અને ઉપાડી લઇએ ત્યારે ખાલી દેખાય તેમ એકેક શ્રોતા વ્યાખ્યાનાદિ સભામાં સાંભળવા બેસે ત્યારે વૈરાગ્યાદિ ભાવનાએ કરી સંપૂર્ણ ભર્યા દેખાય અને સભાથી ઉઠી બહાર જાય ત્યારે વૈરાગ્ય રૂપ પાણી કિંચિત્ પણ દેખાય નહિ. એ શ્રોતા છાંડવાયોગ્ય છે.

**બીજો પ્રકાર:**—ચાલણીએ ઘઉં પ્રમુખનો આટો ( લોટ ) ચાળવા માંડયો, ત્યારે આટો નીકળી જાય, ને કાંકરા પ્રમુખ કચરો ગ્રહી રાખે, તેમ એકેક શ્રોતા વ્યાખ્યાનાદિ સાંભળતાં ઉપદેશક તથા સૂત્રના ગુણ ગુણ જાવા દે, અને સ્ખલના પ્રમુખ અવગુણરૂપ કચરો ગ્રહી રાખે માટે તે છાંડવાયોગ્ય છે.

૪ **પરિપુણગ:**—તે સુઘરી પક્ષીના માળાનો દૃષ્ટાંત. સુઘરી પક્ષીના માળાથી ઘૃત ( ઘી ) ગાળતાં ઘૃત ઘૃત નીકળી જાય અને કીટી પ્રમુખ કચરો ગ્રહી રાખે, તેમ એકેક શ્રોતા આચાર્ય પ્રમુખના ગુણ ત્યાગ કરી અવગુણ ગ્રહણ કરે એ શ્રોતા છાંડવાયોગ્ય છે.

૫ **હંસ**—હંસને દૂધ પાણી એકઠાં કરી પીવા માટે આપ્યાં હોય તો તે પોતાની ચાંચમાં ખટાશના ગુણે કરી દૂધ પીએ ને પાણી ન પીએ, તેમ વિનિત શ્રોતા ગુર્વાદિકના ગુણ ગ્રહે ને અવગુણ ન લે એ આદરણીય છે.

૬ **મહિષ**—ભેંસો જેમ પાણી પીવા માટે જલાશયમાં જાય; પાણી પીવા જલમાં પ્રથમ પ્રવેશ કરે, પછી મસ્તક પ્રમુખે કરી પાણી ડોહળે ને મલમૂત્ર કરી પછી પોતે પીવે, પણ શુદ્ધ જલ પોતે ન પીએ, અન્ય યૂથને પણ પીવા ન દે, તેમ કુશિષ્ય શ્રોતા વ્યાખ્યાનાદિકમાં કલેશરૂપ પ્રશ્નાદિકે કરી વ્યાખ્યાન ડોહળે, પોતે શાંતપણે સાંભળે નહિ ને અન્ય સભાજનોને શાંત રસથી સાંભળવા ન દે એ છાંડવાયોગ્ય છે.

૭ **મેષ**—બકરાં જેમ પાણી પીવા જલસ્થાનકે નદી પ્રમુખમાં જાય, ત્યારે કાંઠે રહી પગ નીચા નમાવી પાણી પીએ, ડોહળે નહિ, ને અન્ય યૂથને પણ નિર્મલું પીવા દે. તેમ વિનિત શિષ્ય શ્રોતા વ્યાખ્યાનાદિક નમ્રતા તથા શાંત રસથી સાંભળે, અન્ય સભાજનોને સાંભળવા દે, એ આદરણીય છે.

૮ **મસગ**—તેના બે પ્રકાર-**પ્રથમ** મસગ તે ચામડાની કોથલી તેમાં વાયરો ભરાય ત્યારે અત્યંત ફૂલેલી દેખાય પણ તૃષા શમાવે નહિ, પણ વાયરો નીકળી જાય ત્યારે ખાલી થાય, તેમ એકેક શ્રોતા અભિમાનરૂપ વાયરે કરી શુષ્ક જ્ઞાનીવત્ તડાકા મારે પણ પોતાના તથા અન્ય આત્માને શાંત રસ પમાડે નહિ, એ છાંડવાયોગ્ય છે.

**બીજો પ્રકાર**—મસગ તે મચ્છર નામે જંતુ અન્યને ચટકા મારી પરિતાપ ઉપજાવે પણ ગુણ ન કરે અને ખણુજ ઉત્પન્ન કરે તેમ એકેક કુશ્રોતા ગુર્વાદિકને, જ્ઞાન-અભ્યાસ કરાવતાં ઘણો પરિશ્રમ આપે તથા કુવચનરૂપ ચટકા મારે પણ ગુણ તે વૈયાવચ્ચ પ્રમુખ કાંઈ પણ ન કરે અને ચિત્તમાં અસમાધિ ઉપજાવે; એ છાંડવાયોગ્ય છે.

૯ **જલુગ**—તેના બે પ્રકાર–**પ્રથમ પ્રકાર** જલો નામે જંતુ-ગાય પ્રમુખના સ્તનમાં વળગે ત્યારે લોહી પીએ પણ દૂધ ન પીએ, તેમ એકેક અવિનિત કુશિષ્ય શ્રોતા આચાર્યાદિકના સાથે રહ્યા થકા તેમનાં છિદ્રો ગવેષે પણ ક્ષમાદિક ગુણ ન ગ્રહણ કરે; માટે છાંડવા-યોગ્ય છે.

**બીજો પ્રકાર**—જળો નામે જંતુ ગુમડા ઉપર મૂકીએ ત્યારે ચટકો મારે ને દુઃખ ઉપજાવે અને મુડદાલ (બગડેલું) લોહી પીએ ને પછી શાંતિ કરે, તેમ એકેક વિનિત શિષ્ય શ્રોતા આચાર્યાદિક સાથે રહ્યા થકા પ્રથમ વચનરૂપ ચટકા ભરે–કાલે, અકાલે બહુ અભ્યાસ કરતાં મહેનત કરાવે–પછી સંદેહરૂપી બિગાડ કાઢી ગુર્વાદિકને શાંતિ ઉપજાવે–પરદેશી રાજાવત્, એ આદરવાયોગ્ય છે.

૧૦ **બિરાલી**—બિલાડી દૂધનું ભાજન સીંકાથી ભોંયપર નીચું નાંખીને રજકણ સહિત દૂધ પીએ, તેમ એકેક શ્રોતા આચાર્યાદિક પાસેથી સૂત્રાદિક અભ્યાસ કરતાં અવિનય બહુ કરે, તથા પર પાસે પ્રશ્ન પૂછાવી સૂત્રાર્થ ધારે પણ પોતે વિનય કરી ધારે નહિ; માટે તે શ્રોતા છાંડવાયોગ્ય છે.

૧૧ **જાહુગ**—સેંહલો તે તિર્યંચની જાત વિશેષ–તે પ્રથમ પોતાની માતાનું દૂધ થોડે થોડે પીએ ને તે પાચન થયા પછી વળી થોડું પીએ, એમ થોડે થોડે દૂધથી પોતાના શરીરને પુષ્ટ કરે, પછી મોટા ભુજંગનાં માન મર્દન કરે; તેમ એકેક શ્રોતા આચાર્યાદિક પાસેથી પોતાની બુદ્ધિ પ્રમાણે કાલે કાલે થોડે થોડે સૂત્રાદિ અભ્યાસ કરે, અભ્યાસ કરતાં ગુર્વાદિકને અત્યંત સંતોષ ઉપજાવે, કેમકે આપેલો પાઠ બરાબર અસ્ખલિત કરે ને તે કર્યા પછી વળી બીજી વાર અને ત્રીજી વાર એમ થોડે થોડે લે ને પછી બહુશ્રુત થઇ મિથ્યાત્વી લોકાનાં માન મર્દન કરે, એ આદરવાયોગ્ય છે.

૧૨ ગો—ગો તે 'ગાય' ના બે પ્રકાર-**પ્રથમ પ્રકાર**—જેમ દૂધવતી ગાયને કોઇ એક શેઠ પાડોશીને ત્યાં આપી ગામ જાય, પણ તે પાડોશી ઘાસ પાણી પ્રમુખ બરાબર ગાયને નહિ આપવાથી ગાય ભૂખે તૃષાએ પીડાઇ થકો દૂધમાં સૂકાય, ને દુઃખી થાય, તેમ એકેક અવિનિત શ્રોતા એ ગુર્વાદિકનો, આહાર પાણી પ્રમુખે વૈયાવચ્ચ નહિ કરવાથી તેમનો દેહ ગ્લાનિ પામે ને સૂત્રાદિકમાં ઘટાડો થાય ને અપયશ પામે.

**બીજો પ્રકાર**—એક શેઠ પાડોશીને દૂઝણી ગાય સોંપી ગામ ગયો. પાડોશીએ ઘાસ, પાણી પ્રમુખ રૂડે પ્રકારે આપવાથી દૂધમાં વધારો થયો ને તે કીર્તિને પામ્યો, તેમ એકેક વિનિત શ્રોતા (શિષ્ય) ગુર્વાદિકનો આહાર પાણી પ્રમુખ વૈયાવ્રત્યની વિધિએ કરી ગુર્વાદિકને શાતા ઉપજાવે તો તેમને જ્ઞાનમાં વધારો થાય ને તે કીર્તિને પામે, એ શ્રોતા આદરવાયોગ્ય છે.

૧૩ ભેરી—તેના બે પ્રકાર-**પ્રથમ પ્રકાર** એ છે જે, ભેરીનો વગાડનાર પુરૂષ રાજાના હુકમ પ્રમાણે ભેરી વગાડે તો રાજા ખુશી થઇ તેને પુષ્કળ દ્રવ્ય આપે, તેમ વિનિત શિષ્ય તીર્થંકર તથા ગુર્વાદિકની આજ્ઞા પ્રમાણે સૂત્રાદિકની સ્વાધ્યાય તથા ધ્યાન પ્રમુખ અંગીકાર કરે તો કર્મરૂપ રોગ મટે અને સિદ્ધ ગતિમાં અનંત લક્ષ્મી પામે; એ આદરવાયોગ્ય છે.

**બીજો પ્રકાર**—જેમ ભેરીનો વગાડનાર પુરૂષ રાજાના હુકમ પ્રમાણે ભેરી વગાડે નહિ તો રાજા કોપાયમાન થઇ દ્રવ્ય આપે નહિ, તેમ અવિનિત શિષ્ય તીર્થંકરની તથા ગુર્વાદિકની આજ્ઞા પ્રમાણે સૂત્રાદિકની સ્વાધ્યાય ધ્યાન કરે નહિ, તો તેમનો કર્મરૂપ રોગ મટે નહિ અને સિદ્ધ ગતિનું સુખ પામે નહિ, એ છાંડવાયોગ્ય છે.

**૧૪ આભીરી—પ્રથમ પ્રકાર**—આભીર સ્ત્રી-પુરૂષ એક ગામથી પાસેના શહેરમાં ગાડામાં ઘૃત ભરી વેચવા ગયાં. ત્યાં બજારમાં ઉતારતાં ઘૃત ભાજન-વાસણ ફૂટી ગયું. ઘૃત ઢળી ગયું. પુરૂષે સ્ત્રીને ઘણા ઠપકાવાળા કુવચનો કહ્યાં, ત્યારે સ્ત્રીએ પણ તે ભર્તાને સામાં કુવચનો કહ્યાં. આખરે ઘૃત બધું ઢોળાઈ ગયું ને બન્ને બહુ શોક કરવા લાગ્યાં. જમીનપરનું ઘૃત પાછળથી લુછી લીધું ને વેચ્યું. કીંમત મળી, તે લઇ સાંજે ગામ જતાં, ચોરોએ લૂંટી લીધી. બહુ નિરાશ થયાં. લોકોએ પૂછવાથી સર્વ વૃત્તાન્ત કહ્યો. લોકોએ ઠપકો દીધો. તેમ ગુરૂએ વ્યાખ્યાન ઉપદેશમાં આપેલ સાર-ઘૃતને લડાઇ-ઝગડો કરી ઢોળી નાંખે ને છેવટે કલેશ કરી દુર્ગતિ પામે. આ શ્રોતા છાંડવાયોગ્ય છે.

**બીજો પ્રકાર**—ઘૃત ભરી શહેરમાં જતાં બજારમાં ઉતારતાં વાસણ ફૂટ્યું કે તરતજ એકદમ મળી ભેગા થઇ તે ઘૃત ભરી લીધું પણ બહુ નુકસાન થવા દીધું નહિ. તે ઘૃતને વેચી પૈસા મેળવી સારા સંઘાત સાથે ગામમાં સુખે સુખે જેમ અન્ય સુજ્ઞ પુરૂષો પહોંચે; તેમ વિનીત શિષ્ય શ્રોતા ગુરૂ પાસેથી વાણી સાંભળી શુદ્ધ ભાન-પૂર્વક તે અર્થ-સૂત્રને ધારી રાખે સાચવે, અસ્ખલિત કરે, વિસ્મૃતિ થાય તો ગુરૂ પાસે ફરી ફરી માફ માગી ધારે પૂછે, પણ કકલાટ ઝગડો કરે નહિ, જે ઉપર ગુરૂ પ્રસન્ન થાય, સંયમ-જ્ઞાનની વૃદ્ધિ થાય. પરિણામે સદ્‌ગતિ મળે. આવા શ્રોતા આદરણીય છે.

## ઇતિ શ્રોતા અધિકાર સંપૂર્ણ.



# અઠાણું બોલનો અલ્પ બહુત્વ.

૧. ગર્ભજ મનુષ્ય સર્વ થકી થોડા.
૨. મનુષ્યાણી સંખ્યાત ગુણ.
૩. બાદર તેજસ્કાય પર્યાપ્ત અસંખ્યાત ગુણ.
૪. પાંચ અનુત્તર વિમાનના દેવ અસંખ્યાત ગુણ.
૫. ઉપરની ત્રીકના દેવ સંખ્યાત ગુણ.
૬. મધ્ય ત્રીકના દેવ સંખ્યાત ગુણ.
૭. નીચેની ત્રીકના દેવ સંખ્યાત ગુણ.
૮. બારમા દેવલોકના દેવ સંખ્યાત ગુણ.
૯. અગીયારમા દેવલોકના દેવ સંખ્યાત ગુણ.
૧૦. દસમા દેવલોકના દેવ સંખ્યાત ગુણ.
૧૧. નવમા દેવલોકના દેવ સંખ્યાત ગુણ.
૧૨. સાતમી નરકના નારકી અસંખ્યાત ગુણ.
૧૩. છઠ્ઠી નરકના નારકી અસંખ્યાત ગુણ.
૧૪. આઠમા દેવલોકના દેવ અસંખ્યાત ગુણ.
૧૫. સાતમા દેવલોકના દેવ અસંખ્યાત ગુણ.
૧૬. પાંચમી નરકના નારકી અસંખ્યાત ગુણ.
૧૭. છઠ્ઠા દેવલોકના દેવ અસંખ્યાત ગુણ.
૧૮. ચોથી નરકના નારકી અસંખ્યાત ગુણ.
૧૯. પાંચમા દેવલોકના દેવ અસંખ્યાત ગુણ.
૨૦. ત્રીજી નરકના નારકી અસંખ્યાત ગુણ.
૨૧. ચોથા દેવલોકના દેવ અસંખ્યાત ગુણ.
૨૨. ત્રીજા દેવલોકના દેવ અસંખ્યાત ગુણ.

૨૩. બીજી નરકના નારકી અસંખ્યાત ગુણુ.
૨૪. સંમૂર્છિમ મનુષ્ય—અશાશ્વત અસંખ્યાત ગુણુ.
૨૫. બીજા દેવલોકના દેવ અસંખ્યાત ગુણુ.
૨૬. બીજા દેવલોકની દેવી સંખ્યાત ગુણુ.
૨૭. પહેલા દેવલોકના દેવ સંખ્યાત ગુણુ.
૨૮. પહેલા દેવલોકની દેવી સંખ્યાત ગુણુ.
૨૯. ભવનપતિના દેવ અસંખ્યાત ગુણુ.
૩૦. ભવનપતિની દેવી સંખ્યાત ગુણુ.
૩૧. પહેલી નરકના નારકી અસંખ્યાત ગુણુ.
૩૨. ખેચર પુરૂષ તિર્યંચ યોનિ અસંખ્યાત ગુણુ.
૩૩. ખેચરની સ્ત્રી સંખ્યાત ગુણુ.
૩૪. સ્થલચર પુરૂષ સંખ્યાત ગુણુ.
૩૫. સ્થલચરની સ્ત્રી સંખ્યાત ગુણુ.
૩૬. જલચર પુરૂષ સંખ્યાત ગુણુ.
૩૭. જલચરની સ્ત્રી સંખ્યાત ગુણુ.
૩૮. વાણુવ્યંતરના દેવ સંખ્યાત ગુણુ.
૩૯. વાણુવ્યંતરની દેવી સંખ્યાત ગુણુ.
૪૦. જ્યોતિષીના દેવ સંખ્યાત ગુણુ.
૪૧. જ્યોતિષીની દેવી સંખ્યાત ગુણુ.
૪૨. ખેચર નપુંસક તિર્યંચ યોનિ સંખ્યાત ગુણુ.
૪૩. સ્થલચર નપુંસક સંખ્યાત ગુણુ.
૪૪. જલચર નપુંસક સંખ્યાત ગુણુ.
૪૫. ચારિંદ્રિય પ્રર્યાપ્ત સંખ્યાત ગુણુ.
૪૬. પંચેંદ્રિય પર્યાપ્ત વિશેષાધિક.
૪૭. બેઇંદ્રિય પર્યાપ્ત વિશેષાધિક.
૪૮. ત્રિઇંદ્રિય પર્યાપ્ત વિશેષાધિક.

૪૯. પંચેંદ્રિય અપર્યાપ્ત અસંખ્યાત ગુણુ.
૫૦. ચૌરિંદ્રિય અપર્યાપ્ત વિશેષાધિક.
૫૧. ત્રિઇંદ્રિય અપર્યાપ્ત વિશેષાધિક.
૫૨. બેઇંદ્રિય અપર્યાપ્ત વિશેષાધિક.
૫૩. પ્રત્યેક શરીરી બાદર વનસ્પતિકાય પર્યાપ્ત અસંખ્યાત ગુણુ.
૫૪. બાદર નિગોદ પર્યાપ્તના શરીર અસંખ્યાત ગુણુ.
૫૫. બાદર પૃથ્વીકાય પર્યાપ્ત અસંખ્યાત ગુણુ.
૫૬. બાદર અપ્કાય પર્યાપ્ત અસંખ્યાત ગુણુ.
૫૭. બાદર વાયુકાય પર્યાપ્ત અસંખ્યાત ગુણુ.
૫૮. બાદર તેજસ્કાય અપર્યાપ્ત અસંખ્યાત ગુણુ.
૫૯. પ્રત્યેક શરીરી બાદર વનસ્પતિકાય અપર્યાપ્ત અસંખ્યાત ગુણુ.
૫૦. બાદર નિગોદ અપર્યાપ્તનાં શરીર અસંખ્યાત ગુણુ.
૬૧. બાદર પૃથ્વિકાય અપર્યાપ્ત અસંખ્યાત ગુણું.
૬૨. બાદર અપ્કાય અપર્યાપ્ત અસંખ્યાત ગુણુ.
૬૩. સૂક્ષ્મ તેજસ્કાય અપર્યાપ્ત અસંખ્યાત ગુણુ.
૬૫. સૂક્ષ્મ પૃથ્વીકાય અપર્યાપ્ત વિશેષાધિક.
૬૬. સૂક્ષ્મ અપ્કાય અપર્યાપ્ત વિશેષાધિક.
૬૭. સૂક્ષ્મ વાયુકાય અપર્યાપ્ત વિશેષાધિક.
૬૮. સૂક્ષ્મ તેજસ્કાય પર્યાપ્ત સંખ્યાત ગુણુ.
૬૯. સૂક્ષ્મ પૃથ્વીકાય પર્યાપ્ત વિશેષાધિક.
૭૦. સૂક્ષ્મ અપ્કાય પર્યાપ્ત વિશેષાધિક.
૭૧. સૂક્ષ્મ વાયુકાય પર્યાપ્ત વિશેષાધિક.
૭૨. સૂક્ષ્મ નિગોદ અપર્યાપ્તનાં શરીર અસંખ્યાત ગુણુ.
૭૩. સૂક્ષ્મ નિગોદ પર્યાપ્તનાં શરીર સંખ્યાત ગુણુ.
૭૪. અભવ્ય જીવ અનંતગુણુ.

૭૫. સમ્યક્ દૃષ્ટિ પ્રતિપાતી અનંતગુણ.
૭૬. સિદ્ધ અનંતગુણ.
૭૭. બાદર વનસ્પતિકાય પર્યાપ્ત અનંતગુણ.
૭૮. બાદર જીવ પર્યાપ્ત વિશેષાધિક.
૭૯. બાદર વનસ્પતિકાય અપર્યાપ્ત અસંખ્યાત ગુણ.
૮૦. બાદર જીવ અપર્યાપ્ત વિશેષાધિક.
૮૧. સમુચ્ચય બાદર જીવ વિશેષાધિક.
૮૨. સૂક્ષ્મ વનસ્પતિકાય અપર્યાપ્ત અસંખ્યાત ગુણ.
૮૩. સૂક્ષ્મ જીવ અપર્યાપ્ત વિશેષાધિક.
૮૪. સૂક્ષ્મ વનસ્પતિકાય પર્યાપ્ત સંખ્યાત ગુણ.
૮૫. સૂક્ષ્મ જીવ પર્યાપ્ત વિશેષાધિક.
૮૬. સમુચ્ચય સૂક્ષ્મ જીવ વિશેષાધિક.
૮૭. ભવ્ય સિદ્ધિ જીવ વિશેષાધિક.
૮૮. નિગોદના જીવ વિશેષાધિક.
૮૯. સમુચ્ચય વનસ્પતિકાયના જીવ વિશેષાધિક.
૯૦. એકેંદ્રિય જીવ વિશેષાધિક.
૯૧. તિર્યંચ યોનિના જીવ વિશેષાધિક.
૯૨. મિથ્યાત્વ દૃષ્ટિ જીવ વિશેષાધિક.
૯૩. અવિરતિ જીવ વિશેષાધિક.
૯૪. સકષાયી જીવ વિશેષાધિક.
૯૫. છદ્મસ્થ જીવ વિશેષાધિક.
૯૬. સયોગી જીવ વિશેષાધિક.
૯૭. સંસારસ્થ જીવ વિશેષાધિક.
૯૮. સર્વ જીવ વિશેષાધિક.

**ઇતિ અઠાણું બોલનો અલ્પ બહુત્વ સંપૂર્ણ.**

# પુદ્ગલ પરાવર્ત્ત.

ભગવતી સૂત્રના ૧૨ મા શતકના ૪ થા ઉદ્દેશમાં પુદ્ગલ પરાવર્ત્તનો વિચાર છે, તે નીચે મુજબઃ--

ગાથા.

**નામં[૧], ગુણં[૨], ત્તિ સંખં[૩], ત્તિ ઠાણં[૪], કાલં[૫], કાલોવમં[૬], ચ;**
**કાલઅપ્પબહુ[૭], પુગ્ગલ મઝ[૮] પુગ્ગલં, પુગ્ગલકરણં[૯] અપ્પબહુ. ૧**

પુદ્ગલ પરાવર્ત્ત એ વિષય સમજવાને ૯ દ્વારે કરી, સ્પષ્ટીકરણ કરી કહે છે.

૧ **નામ દ્વાર**—૧ ઔદારિક પુદ્ગલ પરાવર્ત્ત, ૨ વૈક્રિય પુદ્ગલ પરાવર્ત્ત, ૩ તૈજસ પુદ્ગલ પરાવર્ત્ત, ૪ કાર્મણ પુદ્ગલ પરાવર્ત્ત, ૫ મનો પુદ્ગલ પરાવર્ત્ત, ૬ વચન પુદ્ગલ પરાવર્ત્ત, ૭ શ્વાસોચ્છ્વાસ પુદ્ગલ પરાવર્ત્ત.

૨ **ગુણ દ્વાર**—પુદ્ગલ પરાવર્ત્ત એટલે શું, તે કેમ, કેટલા પ્રકારે ને તે શી રીતે સમજવું, એ સહજ પ્રશ્ન શિષ્ય બુદ્ધિથી થાય છે. ત્યારે ગુરૂ એમ સમજાવે છે કેઃ—જીવે આ જગત્—વિશ્વમાં જેટલા પુદ્ગલો છે તે સર્વને લઇ લઇને મૂક્યાં છે, મૂકી મૂકીને ફરી ફરી લીધાં છે. એટલે કે, **પુદ્ગલ પરાવર્ત્ત** શબ્દનો અર્થ એ છે કે **પુદ્ગલ**=ઝીણામાં ઝીણા રજઃકણથી માંડીને સ્થૂલમાં સ્થૂલ જે પુદ્ગલ, તે **સર્વમાં** અગર તે **સર્વથી** જીવે **પરાવર્ત્ત**=સમગ્ર પ્રકારે ફરવું કર્યું, સર્વમાં ભ્રમણ કર્યું, ને તે પુદ્ગલો ઔદારિકપણે (ઔદારિક શરીરમાં રહી ઔદારિક યોગ્ય પુદ્ગલ ગ્રહણ કરે તે) વૈક્રિયપણે, (વૈક્રિય શરીરમાં રહી વૈક્રિય યોગ્ય પુદ્ગલ ગ્રહણ કરે તે) તૈજસપણે, ઉપર કહ્યા એ સાતેપણે, જીવે લીધા છે ને મૂક્યા છે; તે

પણ સૂક્ષ્મપણે ને બાદરપણે લીધા છે ને મૂક્યા છે; દ્રવ્યથી, ક્ષેત્રથી, કાલથી, ભાવથી એમ ચારે પ્રકારે જીવે પુદ્ગલ પરાવર્ત્ત કર્યા છે; તે સ્પષ્ટ નીચે પ્રમાણે.

પુદ્ગલ પરાવર્ત્તના બે ભેદઃ-૧ બાદર, ને સૂક્ષ્મ. તે ૧ દ્રવ્યથી, ૨ ક્ષેત્રથી, ૩ કાલથી, ૪ ભાવથી.

૧ **દ્રવ્યથી બાદર પુદ્ગલ પરાવર્ત્ત**—તે જગત્માંના સર્વ પુદ્ગલો ઔદારિકપણે, વૈક્રિયપણે, એમ સાતે પ્રકારે પુદ્ગલો પૂરા કરે, પણ અનુક્રમે નહિ. એટલે કે, ઔદારિકપણે પુદ્ગલો પૂરા કર્યા પહેલાં વૈક્રિયપણે લે, વા તૈજસ્પણે લે, ગમે તે પુદ્ગલ પરાવર્ત્તપણે વચમાં લઈ પછી ઔદારિકપણાના લીધા પુદ્ગલો પૂરા કરે, એમ સાતે પ્રકારે અવળા સવળા જગતના સર્વ પુદ્ગલોને પૂર્ણ કરે તેને બાદર પુદ્ગલ પરાવર્ત્ત કહીએ.

૨ **દ્રવ્યથી સૂક્ષ્મ પુદ્ગલ પરાવર્ત્ત**—તે જગત્માંના સર્વ પુદ્ગલોને ઔદારિકપણે પૂર્ણ કરે, પછી વૈક્રિયપણે, પછી તૈજસ્પણે, એમ એક પછી એક, અનુક્રમે કરી સાતે પુદ્ગલ પરાવર્ત્તપણે પૂર્ણ કરે, તેને સૂક્ષ્મ પુદ્ગલ પરાવર્ત્ત કહીએ.

૩ **ક્ષેત્રથી બાદર પુદ્ગલ પરાવર્ત્ત**—તે ચૌદ રાજલોકના જેટલા આકાશ પ્રદેશ છે, તે સર્વ આકાશપ્રદેશને દરેક પ્રદેશે મરી મરીને અનુક્રમ વિના ગમે તેમ કરી પૂર્ણ કરે.

૪ **ક્ષેત્રથી સૂક્ષ્મ પુદ્ગલ પરાવર્ત્ત**—તે ચૌદ રાજલોકના આકાશ પ્રદેશને, અનુક્રમે એક પછી એક-૧-૨-૩-૪-૫-૬-૭-૮-૯-૧૦ એમ દરેક પ્રદેશમાં મરીને પૂર્ણ કરે. તેમાં પહેલા પ્રદેશે મરીને ત્રીજા પ્રદેશે મરે, અથવા ૫ મા ૮ મા ગમે તે પ્રદેશે મરે તે પુદ્ગલ પરાવર્ત્ત કરવામાં ન ગણાય. અનુક્રમે દરેક પ્રદેશે મરી સમસ્ત લોક પૂર્ણ કરે.

૫ **કાલથી બાદર પુદ્ગલ પરાવર્ત્ત**—તે એક કાલચક્ર (જેમાં ઉત્સર્પિણી ને અવસર્પિણી સમાય) તેના પ્રથમ સમયે મરે. પછી બીજા કાલચક્રના બીજા સમયે મરે કે ગમે તો ત્રીજા સમયે મરે. એમ ત્રીજા કાલચક્રના ગમે તે સમયે મરે એટલે કે એક કાલચક્રના જેટલા સમય થાય તેટલા કાલચક્રના એક એક સમયે મરી એક કાલચક્ર પૂર્ણ કરે.

૬ **કાલથી સૂક્ષ્મ પુદ્ગલ પરાવર્ત્ત**—તે કાલચક્રના પ્રથમ સમયે મરે, તેમ બીજા કાલચક્રના બીજા સમયે મરે, ત્રીજા કાલચક્રના ત્રીજા સમયે મરે, ચોથા કાલચક્રના ચોથા સમયે મરે, વચમાં નિયમ વિના ગમે તે સમયે મરે તે હિસાબમાં ન ગણાય. એમ એક કાલચક્રના જેટલા સમય તેટલા કાલચક્રના અનુક્રમે નિયમિત સમયે મરે.

૭ **ભાવથી બાદર પુદ્ગલ પરાવર્ત્ત**—તે જીવના અસંખ્યાત પરિણામ છે. તે પ્રથમ પરિણામે મરે, પછી ગમે તે ૮–૨–૫–૪–૬–૯ એમ અનુક્રમ વિના દરેક પરિણામે મરી અસંખ્યાત પરિણામ પૂર્ણ કરે.

૮ **ભાવથી સૂક્ષ્મ પુદ્ગલ પરાવર્ત્ત**—જીવના અસંખ્યાત પરિણામ છે, તે પ્રથમ પરિણામે મરે, પછી વચમાં ગમે તેટલો વખત ગયા પછી, ૨ જા પરિણામે, એમ અનુક્રમે ૩ જા પરિણામે, ૪ થા પરિણામે એમ અસંખ્ય પરિણામ મરી મરી પૂર્ણ કરે.

ઇતિ ગુણદ્વાર.

## ૩ જો–ત્રિસંખ્યા દ્વાર.

૧ **પુદ્ગલ પરાવર્ત્ત** સર્વ જીવે કેટલા કર્યા. ૨ એક વચને–એક જીવે–૨૪ દંડકમાં કેટલા પુદ્ગલ પરાવર્ત્ત કર્યા. ૩ બહુ વચને–સર્વ જીવે–૨૪ દંડકે કેટલા પુદ્ગલ પરાવર્ત્ત કર્યા.

૧ **સર્વ જીવે** ઔદારિક પુદ્ગલ પરાવર્ત્ત, વૈક્રિય પુદ્ગલ પરાવર્ત્ત, તૈજસ પુદ્ગલ પરાવર્ત્ત એ સાતે પુદ્ગલ પરાવર્ત્ત અનંત અનંત વાર કર્યા. ૭

૨ **એકવચને**—તે એક જીવે-એક નારક જીવે ઔદારિક પુદ્દગલ પરાવર્ત્ત, વૈક્રિય પુદ્દગલ પરાવર્ત્ત એ સાતે પુદ્દગલ પરાવર્ત્ત અતિત ( ગયા ) કાલે અનંત અનંત વાર કર્યા. ભવિષ્ય કાલે કોઇ, પુદ્દગલ પરાવર્ત કરશે નહિ ( મોક્ષ જશે તે ) કોઈ કરશે. જે કરશે તે જઘન્ય, ૧-૨-૩ પુદ્દગલ પરાવર્ત્ત કરશે, ઉત્કૃષ્ટ અનંત કરશે. એમ ભવનપતિ વગેરે ૨૪ દંડકના એક એક જીવે સાત પુદ્દગલ પરાવર્ત્ત ગયા કાલે અનંત કર્યા. કેટલાકો ભવિષ્ય કાલે કરશે નહિ, મોક્ષ જશે તે માટે જે કરશે તે ૧-૨-૩ ઉત્કૃષ્ટ અનંત કરશે. સાત પુદ્દગલ પરાવર્ત્ત, ૨૪ દંડક સાથે ગણતાં ૧૬૮ (પ્રશ્ન) થાય.

૩ **બહુવચને**—તે સર્વ જીવે-સર્વ નારક જીવે પૂર્વ કાલે ઔદારિક પુદ્દગલ પરાવર્ત્ત, એ સાતે પુદ્દગલ પરાવર્ત્ત અનંત અનંત કર્યા. ભવિષ્યકાલે ઘણાઓ અનંત કરશે. એમજ ૨૪ દંડકના બહુ જીવો એ અનંત પુદ્દગલ પરાવર્ત્ત કર્યા ને ભવિષ્યકાલમાં કરશે. તેના પણ ૧૬૮ (પ્રશ્ન) થાય છે.

૭+૧૬૮+૧૬૮=૩૪૩ ( પ્રશ્ન ) થાય છે.

## ૪. ત્રિસ્થાનક દ્વાર.

૧ એક જીવે કયા કયા સ્થાને, કયા કયા પુદ્દગલ પરાવર્ત્ત કર્યા, કયા કયા પુદ્દગલ પરાવર્ત્ત કરશે. ૨ બહુ જીવે કયા કયા સ્થાને પુદ્દગલ પરાવર્ત્ત કર્યા, ને કરશે. ૩ સર્વ જીવે કયા કયા દંડકમાં કયા કયા પુદ્દગલ પરાવર્ત્ત કર્યા.

૧ **એકવચને**—તે એક જીવે નારકપણે ઔદારિક પુદ્દગલ પરાવર્ત્ત કર્યું નથી, કરશે નહિ. વૈક્રિય પુદ્દગલ પરાવર્ત્ત કર્યું છે, કરશે. જે કરશે તે જઘન્ય ૧-૨-૩ ઉત્કૃષ્ટ અનંત કરશે. એમ તૈજસ્ પુદ્દગલ પરાવર્ત્ત કાર્મણ પુદ્દગલ પરાવર્ત્ત યાવત્ શ્વાસોચ્છ્વાસ પુદ્દગલ પરાવર્ત્ત કર્યા ને હવે પછી કરશે, તે ઉપર પ્રમાણે. એમ અસુર-

**કુમારપણે, પૃથ્વીપણે** યાવત્ વૈમાનિકપણે પૂર્વે ઔદારિક પુદ્ગલ પરાવર્ત્ત વૈક્રિય પુદ્ગલ પરાવર્ત્ત યાવત્ શ્વાસોચ્છ્વાસ પુદ્ગલ પરાવર્ત્ત કર્યા ને કરશે. (તે સમજવાનું એ છે કે જે દંડકમાં જે જે પુદ્ગલ પરાવર્ત્ત હોય તે કરે—ન હોય તે ન કરે). એક **નેરયિક જીવે** ૨૪ દંડકમાં રહી સાત સાત (હોય તો હા નહિ તો ના) પુદ્ગલ પરાવર્ત્ત કર્યા તે ૨૪×૭=૧૬૮ થયા. તો એમ ૨૪ દંડકનો જીવ ૨૪ દંડકમાં રહી સાત સાત પુદ્ગલ પરાવર્ત્ત કરે. તે ૧૬૮×૨૪=૪૦૩૨ પ્રશ્ન પુદ્ગલ પરાવર્ત્તના થાય છે.

૨ **બહુ વચને**—તે સર્વ જીવે નૈયરિકપણે ઔદારિક પુદ્ગલ પરાવર્ત્ત નથી કર્યું, નહિ કરશે. વૈક્રિય પુદ્ગલ પરાવર્ત્ત યાવત્ શ્વાસોચ્છ્વાસ પુદ્ગલ પરાવર્ત્ત કર્યા કરશે. એમજ અસુરકુમારપણે પૃથ્વીપણે યાવત વૈમાનિકપણે, જે જે ઘટે તે તે પુદ્ગલ પરાવર્ત્ત કર્યા ને કરશે. એમ ૨૪ દંડકમાં બહુ જીવે પુદ્ગલ પરાવર્ત્ત સાત સાત કર્યા કરશે. પૂર્વ પ્રમાણે આને પણ ૪૦૩૨ પ્રશ્ન થાય છે.

૩ **કયા કયા દંડકમાં પુદ્ગલ પરાવર્ત્ત કર્યા**—તે સર્વ જીવે પાંચ એકેંદ્રિય, ત્રણ વિકલેંદ્રિય, તિર્યંચ પંચેંદ્રિય ને મનુષ્ય, એ દશ દંડકમાં ઔદારિક પુદ્ગલ પરાવર્ત્ત અનંત અનંતવાર કર્યા. ૧ નૈરયિક, ૧૦ ભવનપતિ, ૧૨ વાયુકાય, ૧૩ સંજ્ઞી તિર્યંચ પંચેંદ્રિય પર્યાપ્ત, ૧૪ સંજ્ઞી મનુષ્ય પર્યાપ્ત, ૧૫ વાણવ્યંતર, ૧૬ જ્યોતિષી, ૧૭ વૈમાનિક એ ૧૭ દંડકમાં સર્વ જીવે વૈક્રિય પુદ્ગલ પરાવર્ત્ત અનંત અનંતવાર કર્યા. ૨૪ દંડકમાં તૈજસ્ પુદ્ગલ પરાવર્ત્ત, કામર્ણ પુદ્ગલ પરાવર્ત્ત ને શ્વાસોચ્છ્વાસ પુદ્ગલ પરાવર્ત્ત સર્વ જીવે અનંત અનંતવાર કર્યા. ૧૪ નૈરયિક દેવના દંડક, ૧૫ સંજ્ઞી તિર્યંચ પંચેંદ્રિય, ૧૬ સંજ્ઞી મનુષ્ય એ ૧૬ દંડકમાં સર્વ જીવે મન પુદ્ગલ પરાવર્ત્ત અનંત અનંત વાર કર્યા.

પાંચ એકેંદ્રિય વિના ૧૯ દંડકમાં સર્વ જીવે વચન પુદ્ગલ

પરાવર્ત્ત અનંત કર્યા. એ ૧૩૪ પ્રશ્ન થાય છે. ત્રણે સ્થાનકના આઠ હજાર એકસો ને અઠાણું પ્રશ્ન થાય છે. ઇતિ ત્રિસ્થાનક દ્વાર.

૫ કાલદ્વાર—અનંત ઉત્સર્પિણી અનંત અવસર્પિણી જાય ત્યારે એક ઔદારિક પુદ્ગલ પરાવર્ત્ત થાય. એમ વૈક્રિય પુદ્ગલ પરાવર્ત્ત એટલો કાલ જતા થાય છે. સાતે પુદ્ગલ પરાવર્ત્તમાં અનંત અનંત કાલચક્ર વહી જાય છે. ઇતિ કાલદ્વાર.

૬ કાલની ઉપમા—કાલ (વખત) સમજવાને દૃષ્ટાંત આપે છે તેમાં પ્રથમ પરમાણુથી શરૂ કરે છે. પરમાણુ તે ઝીણામાં ઝીણો રજઃકણ, જે રજઃકણ અતીંદ્રિય (ઇંદ્રિયને અગમ્ય) છે. જેનો ભાગ ખંડ કે કકડો કોઇ પણ શસ્ત્રથી કે કોઇ પણ રીતે થઇ શકે નહિ. ઘણોજ ઝીણો સૂક્ષ્મમાં સૂક્ષ્મ એવો જે ભાગ તે પરમાણુ. એ ૧ અનંત સૂક્ષ્મ પરમાણુએ એક વ્યવહાર પરમાણુ થાય. ૨ અનંત વ્યવહાર પરમાણુએ એક ઉષ્ણ સ્નિગ્ધ પરમાણુ થાય. ૩ અનંત ઉષ્ણ સ્નિગ્ધ પરમાણુએ, એક શીત સ્નિગ્ધ પરમાણુ થાય. ૪ આઠ શીત સ્નિગ્ધ પરમાણુએ એક ઉર્ધ્વરેણુ થાય. ૫ આઠ ઉર્ધ્વરેણુએ એક ત્રસરેણુ થાય. ૬ આઠ ત્રસરેણુએ એક રથરેણુ થાય. ૭ આઠ રથરેણુએ દેવ—ઉત્તર કુરૂ મનુષ્યનો એક વાલાગ્ર થાય. ૮ તે આઠ વાલાગ્રે, હરિ—રમક વર્ષના મનુષ્યનો એક વાલાગ્ર થાય. ૯ તે આઠ વાલાગ્રે હેમવય હિરણ્યવય મનુષ્યનો એક વાલાગ્ર થાય. ૧૦ તે આઠ વાલાગ્રે પૂર્વ વિદેહ પશ્ચિમ વિદેહ મનુષ્યનો એક વાલાગ્ર થાય. ૧૧ તે આઠ વાલાગ્રે ભરત ઐરવત મનુષ્યનો એક વાલાગ્ર થાય. ૧૨ તે આઠ વાલાગ્રે એક લીખ. ૧૩ આઠ લીખે એક જૂ. ૧૪ આઠ જૂએ એક અર્ધજવ. ૧૫ આઠ અર્ધજવે એક ઉત્સેધ અંગુલ. ૧૬ છ ઉત્સેધ અંગુલે એક પગનું પહોળપણું. ૧૭ બે પગ પહોળપણે એક વેંત. ૧૮ બે વેંતે એક હાથ. બે હાથે એક કુક્ષિ. ૧૯ બે કુક્ષિએ એક ધનુષ્ય.

૨૦ બે હજાર ધનુષ્યે એક ગાઉ. ૨૧ તે ચાર ગાઉએ એક યોજન. તે એક યોજનનો કુવો, લાંબો, પહોળો ને ઉંડો જાણે કે હોય તેમ કલ્પીએ, ને તેમાં દેવ—ઉત્તર કુરૂ મનુષ્યના વાળ—એક એક વાળના અસંખ્ય ખંડ કરીએ, તે અસંખ્ય ખંડવાળા વાળોથી તળાથી તે ઉપર સુધી સજડ—ગાઢ ઠાંસીને તે કુવો ભર્યો હોય, કે જેના પરથી ચક્રવર્ત્તીનું લશ્કર ચાલ્યું જાય, પણ એક વાળ નમે નહિ. નદીનો પ્રવાહ ધોધભર ચાલ્યો જાય, પણ અંદર પાણી ઉતરી શકે નહિ. કદાચ અગ્નિ પણ તે ઉપર લાગે, પણ અંદર જઇ શકે નહિ. તેવા કૂવામાંથી સો સો વર્ષે* એક એક વાળ ખંડ કહાડે ને સો સો વર્ષે એક એક ખંડ કહાડતાં જ્યારે તે કૂવો ખાલી થાય, તેટલામાં જેટલો વખત જાય, તેને શાસ્ત્રકાર એક પલ્ય કહે છે. ને તેવા દશ ક્રોડ ક્રોડ પલ્યે એક સાગર થાય છે, વિશ ક્રોડ ક્રોડ સાગર સમાય તેટલા વખતે એક કાલચક્ર થાય છે.

## ઇતિ કાલઉપમા દ્વાર.

૭ **કાલ અલ્પ બહુત્વ દ્વાર**—૧ અનંત કાલચક્ર જાય ત્યારે એક કાર્મણ પુદ્ગલ પરાવર્ત્ત થાય. ૨ અનંત કાર્મણ પુદ્ગલ પરાવર્ત્ત જાય, ત્યારે તૈજસ્ પુદ્ગલ પરાવર્ત્ત થાય. ૩ અનંત તૈજસ્ પુદ્ગલ પરાવર્ત્ત જાય ત્યારે એક ઔદારિક પુદ્ગલ પરાવર્ત્ત થાય. ૪ તે અનંત જાય ત્યારે એક શ્વાસોચ્છ્વાસ પુદ્ગલ પરાવર્ત્ત થાય. ૫ તે અનંત જાય, ત્યારે એક મનઃ પુદ્ગલ પરાવર્ત્ત થાય. ૬ તે અનંત જાય,

* અસંખ્ય સમયે એક આવલિકા, સંખ્યાત આવલિકાએ એક ઉશ્વાસ, સંખ્યાત આવલિએ એક નિશ્વાસ. બે મળી એક પ્રાણ. સાત પ્રાણે એક સ્તોક (જરા—થોડો વખત), સાત સ્તોકે—એક લવ (બે કાષ્ઠાનું માપ), ૭૭ લવે એક મુહૂર્ત્ત, ત્રીશ મુહૂર્તે અહોરાત્રિ, ૧૫ અહોરાત્રિએ એક પક્ષ, બે પક્ષે માસ, બાર માસે એક વર્ષ.

ત્યારે એક વચન પુદ્ગલ પરાવર્ત્ત થાય. ૭ તે અનંત જાય ત્યારે એક વૈક્રિય પુદ્ગલ પરાવર્ત્ત થાય.

ઇતિ કાલ અલ્પ બહુત્વ દ્વાર.

૮ **પુદ્ગલ મધ્ય પુદ્ગલ પરાવર્ત્ત જાય તે**—૧ એક કાર્મણ પુદ્ગલ પરાવર્ત્તમાં અનંત કાલચક્ર જાય. ૨ એક તૈજસ્ પુદ્ગલ પરાવર્ત્તમાં અનંત કાર્મણ પુદ્ગલ પરાવર્ત્ત જાય. ૩ એક ઔદારિક પુદ્ગલ પરાવર્ત્તમાં અનંત તૈજસ્ પુદ્ગલ પરાવર્ત્ત જાય. ૪ એક શ્વાસોશ્વાસ પુદ્ગલ પરાવર્ત્તમાં અનંત ઔદારિક પુદ્ગલ પરાવર્ત્ત જાય. ૫ એક મનઃપુદ્ગલ પરાવર્ત્તમાં અનંત શ્વાસોશ્વાસ પુદ્ગલ પરાવર્ત્ત જાય. ૬ એક વચન પુદ્ગલ પરાવર્ત્તમાં અનંત મનઃ પુદ્ગલ પરાવર્ત્ત જાય. ૭ એક વૈક્રિય પુદ્ગલ પરાવર્ત્તમાં અનંત વચન પુદ્ગલ પરાવર્ત્ત જાય.

ઇતિ પુદ્ગલ મધ્ય પુદ્ગલ પરાવર્ત્ત દ્વાર.

૯ **પુદ્ગલ પરાવર્ત્ત કર્યા, તેનો અલ્પ બહુત્વ**—૧ સર્વ જીવે, સર્વથી થોડા વૈક્રિય પુદ્ગલ પરાવર્ત્ત કર્યા. ૨ તેથી વચન પુદ્ગલ પરાવર્ત્ત અનંતગુણ અધિક કર્યા. ૩ તેથી મનઃ પુદ્ગલ પરાવર્ત્ત અનંત ગુણ અધિક કર્યા. ૪ તેથી શ્વાસોશ્વાસ પુદ્ગલ પરાવર્ત્ત અનંત ગુણ અધિક કર્યા. ૫ તેથી ઔદારિક પુદ્ગલ પરાવર્ત્ત અનંત ગુણ અધિક કર્યા. ૬ તેથી તૈજસ પુદ્ગલ પરાવર્ત્ત અનંત ગુણ અધિક કર્યા. ૭ તેથી કાર્મણ પુદ્ગલ પરાવર્ત્ત અનંતગુણ અધિક કર્યા.

ઇતિ પુદ્ગલ કરણ અલ્પ બહુત્વ.

## ઇતિ પુદ્ગલ પરાવર્ત્ત સંપૂર્ણ.

---

# જંબૂદ્વીપ વિચાર.

—:—

**જંબૂદ્વીપ**–૧ લાખ યોજનનો લાંબો ને પહોળો છે. તે વર્તુળ, તેલના પુડલાને આકારે છે. ૧. વર્તુળ રથના પૈડાને આકારે છે. ૨. વર્તુળ કમળની કર્ણિકાને આકારે છે. ૩. વર્તુળ પૂર્ણ ચંદ્રમાને આકારે છે. ૪. તેની પરિધી ૩ લાખ, ૧૬ હજાર, ૨૨૭ યોજન, ૩ કોશ, ૧૨૮ ધનુષ ને ૧૩॥ આંગુલ અધિક છે. જંબુદ્રીપના ૧૦ દ્વારની

ગાથા.

**ખંડા[1] જોયણ[2] વાસા,[3] પવ્વય[4] કુડા[5] ય તિત્થ[6] સેઢિઓ[7];**
**વિજય[8] દ્દહ[9] સલિલાઓ,[10] પિંડએ હોઇ સંઘહણી.**

એ દશ દ્વાર છે. તેમાં **પ્રથમ ખંડ દ્વાર છે.** જંબૂદ્રીપના ભરત સરખા ૧૯૦ ખંડ છે. ભરતક્ષેત્રનું ૧, ચુલ્લહિમવંત પર્વતના ૨, હેમવંત-ક્ષેત્રના ૪, મહાહિમવંત પર્વતના ૮, હરિવર્ષ ક્ષેત્રના ૧૬, નિષધ પર્વતના ૩૨, મહાવિદેહ ક્ષેત્રના ૬૪, નીલવંત પર્વતના ૩૨, રમ્યકવર્ષ ક્ષેત્રના ૧૬, રૂપી પર્વતના ૮, હિરણ્યવંત ક્ષેત્રના ૪, શિખરી પર્વતના ૨, ઇરવત ક્ષેત્રનું ૧, એ પ્રમાણે સર્વ મળીને પહોળપણે દક્ષિણ ઉત્તરે થઇને ભરત જેવડા પહોળપણે ૧૯૦ ખંડ છે. **ઇતિ પહેલો ખંડદ્વાર સમાપ્ત. ૧.**

**૨ જો યોજનદ્વાર**:—જંબૂદ્વીપના ચારે હાંસે યોજન યોજનના ખંડ કરીએ ત્યારે સાતસેં નેવુ કોડિ, છપન લાખ, ચોરાણું હજાર, એકસો ને પચાસ ચતુરસ્ર થાય. ઉપર ૧ કોશ ને પનરસેં પનર ધનુષ્ય વધે. ઉપર ૬૦ અંગુલ વધે. **ઇતિ ૨ જો યોજનદ્વાર સમાપ્ત. ૨.**

૩ જો વર્ષદ્વાર:—જંબૂદ્વીપને વિષે ૭ વર્ષ–ક્ષેત્ર છે. તે ભરત ૧, હેમવંત ૨, હરિવર્ષ ૩, મહાવિદેહ ૪, રમકવર્ષ ૫, હિરણ્યવંત ૬, ઇરવત ૭, એ ૭ ક્ષેત્ર તથા એક મહાવિદેહના ૪ ભાગ ગણીએ તો પૂર્વ મહાવિદેહ, પશ્ચિમ મહાવિદેહ ૮, દેવકુરૂ ૯, ઉત્તરકુરૂ ૧૦, એ પ્રમાણે ૧૦ ક્ષેત્ર થાય. તેનું વિષ્કંભપણું ૧, બાહા ૨, જીવા ૩, ધનુષપિઠ ૪, એ ૪ કહે છે:—ભરતક્ષેત્રના ૨ ભેદ:—દક્ષિણ ભરત ૧, ઉત્તર ભરત ૨. દક્ષિણભરતનું વિષ્કંભપણું ૨૩૮ જોજન ને ૩ કળાનું. એની બાહા નથી. તેની જીવા ૯૭૪૮ જોજન ને ૧૨ કલા. તેની ધનુષપિઠ ૯૭૬૬ જોજન ને ૧ કલા અધિક (૧). ઉત્તરભરતનું વિષ્કંભપણું ૨૩૮ જોજન ને ૩ કલાનું. તેની બાહા ૧૮૯૨ જોજન ને સાડીસાત કલાની. તેની જીવા ૧૪૪૭૧ જોજન ને ૬ કલામાં કાંઇક ન્યૂન તેની ધનુષપિઠ ૧૪૫૨૮ જોજન ને ૧૧ કલાની. (૨) એજ પ્રમાણે ઇરવત ક્ષેત્રનું પણ જાણવું (૩). હેમવંત ૧, હિરણ્યવંત ૨, એ ૨ ક્ષેત્રનું પહોળપણું ૨૧૦૫ જોજન ને ૫ કલાનું, તેની બાહા ૬૭૫૫ જોજન ને ૩ કલા. તેની જીવા ૩૭૬૭૪ જોજન ને ૧૬ કલા. તેની ધનુષપિઠ ૩૮૭૪૦ જોજન ને ૧૦ કલા (૪). હરિવર્ષ ૧, રમકવર્ષ ૨, એ ૨ ક્ષેત્રનું વિષ્કંભપણું ૮૪૨૧ જોજન ને ૧ કલા. તેની બાહા ૧૩૩૬૧ જોજન ને ૬ કલા. તેની જીવા ૭૩૯૦૧ જોજન ને ૧૭ કલા. તેની ધનુષપિઠ ૮૪૦૧૬ જોજન ને ૪ કલા (૬). મહાવિદેહ ક્ષેત્રનું વિષ્કંભપણું ૩૩૬૮૪ જોજન ને ૪ કલા. તેની બાહા ૩૩૭૬૭ જોજન ને ૭ કલા. તેની જીવા ૧ લાખ જોજનની. તેની ધનુષપિઠ ૧૫૮૧૧૩ જોજન ને ૧૬ કલા અધિક (૭). દેવકુરૂ ઉત્તરકુરૂ એ ૨ ક્ષેત્રનું વિષ્કંભપણું ૧૧૮૪૨ જોજન ને ૨ કલાનું. તેની બાહા નથી. તેની જીવા ૫૩૦૦૦ જોજનની. તેની ધનુષપિઠ ૬૦૪૧૮ જોજન ને ૧૨ કલા (૯). ઇતિ ૩ જો વર્ષદ્વાર સમાપ્ત. ૩.

૪ થો પર્વતદ્વાર:—જંબુદ્વીપને વિષે ૨૬૯ પર્વત છે. વર્ષધર પર્વત ૬, મેરૂ ૧, ચિત્ત ૧, વિચિત્ત ૧, યમક ૨, કંચનગિરિ ૨૦૦, વખાર ગજદંતા ૪, વખારા ૧૬, લાંબા વૈતાઢ્ય ૩૪, વર્તુળ વૈતાઢ્ય ૪, એ સર્વ મળીને ૨૬૯ પર્વત છે. તેનું ઉંચપણું. ઉંડાપણું, વિષ્કંભપણું, બાહા, જીવા, ધનુષપિઠ આ પ્રમાણે:—ચુલહિમવંત ૧, શિખરી ૨, એ ૨ પર્વત સો સો જોજનના ઉંચા છે, અને પચીસ પચીસ જોજનના ધરતીમાં ઉંડા છે. તેમનું પહોળપણું ૧૦૫૨ જોજન ને ૧૨ કલાનું છે. તેમની બાહા ૫૩૫૦ જોજન ને ૧૫. કલા તેમની જીવા ૨૪૯૩૨ જોજન ને અર્દ્ધ કલામાં થોડી ન્યૂન. તેમની ધનુષપિઠ ૨૫૨૩૦ જોજન ને ૪ કલા (૨). મહાહિમવંત ને રૂપી એ ૨ પર્વત બસેં બસેં જોજનના ઉંચા, અને પચાસ પચાસ જોજનના ધરતીમાં ઉંડા છે. તેમનું વિષ્કંભપણું ૪૨૧૦ જોજન ને ૧૦ કલાનું, તેમની બાહા ૯૨૭૬ જોજન ને ૯ કલા, તેમની જીવા ૫૩૯૩૧ જોજન ને ૬ કલા અધિક, તેમની ધનુપપિઠ ૫૭૨૯૩ જોજન ને ૧૦ કલા (૪). નિષધ ૧, નીલવંત ૨, એ ૨ પર્વત ચારસો ચારસો જોજનના ઉંચા છે, અને સો સો જોજનના ધરતીમાં ઉંડા છે. તેમનું વિષ્કંભપણું ૧૬૮૪૨ જોજન ને ૨ કલાનું. તેમની બાહા ૨૦૧૬૫ જોજન ને ૨ કલા. તેમની જીવા ૯૪૧૫૬ જોજન ને ૨ કલા. તેમની ધનુષપિઠ ૧૨૪૩૪૬ જોજનને ૯ કલા. એ ૬ પર્વત થયા (૬). મેરૂ પર્વત એક લાખ જોજનનો છે તેમાં ૧ હજાર જોજન ધરતીમાં ઉંડો છે, તેમાં પ્રથમ ૨૫૦ જોજન પૃથ્વીમય છે, ૨૫૦ જોજન પાષાણમય છે, ૨૫૦ જોજન વજ્ર હીરામય છે, ૨૫૦ જોજન શર્કર પૃથ્વીમય છે; એમ ૧ હજાર જોજનનો ઉંડો છે. એ પ્રથમ કાંડ. તે ઉપર નવાણું હજાર જોજનનો મેરૂ ઉંચો છે. તેમાં પોણુસોલ હજાર જોજન અંકરત્નમય છે, પોણુસોલ હજાર જોજન

સ્ફટિક રત્નમય છે, પોણુસોલ હજાર જોજન પીળા સુવર્ણમય છે, પોણુસોલ હજાર જોજન રૂપામય છે, એ ૬૩ હજાર જોજનનો બીજો કાંડ. તે ઉપર ત્રીજો કાંડ. છત્રીસ હજાર જોજનનો જાંબૂનદ રાતા સુવર્ણમય છે. એ સર્વ મળીને ૧ લાખ જોજનનો મેરૂ પર્વત છે. તે મૂળે ૧૦૦૯૦ જોજન ને એક જોજનના ૧૧ ભાગ કરીએ તેવા ૧૦ ભાગ એટલો ધરતીને મૂળે પહોળો છે. દશ હજાર જોજનનો ધરતીને સમભૂતળે લાંબો પહોળો છે. ધરતીથકી અગ્યાર હજાર જોજન ઉંચા જઇએ ત્યાં નવ હજાર જોજનનો લાંબો ને પહોળો છે, એમ અગ્યાર અગ્યાર હજારે ૧ હજાર ઘટાડતાં શિખરે ૧ હજાર જોજનનો લાંબો પહોળો છે. તેની ત્રિગુણી અધિક પરિધી છે. મેરુને ૪ વન છે. ભદ્રશાલ વન ૧, નંદન વન ૨, સૌમનસ વન ૩, પંડગ વન ૪. ભદ્રશાલ વન તે મેરૂને ચારે બાજુ ધરતી ઉપર છે. તે પૂર્વ પશ્ચિમે બાવીશ હજાર જોજન લાંબું છે, અને અઢીસો જોજન ઉત્તર દક્ષિણે પહોળું છે. તેને એક પદ્મવરવેદિકા ને એક વન પંડ સઘળે ચારે બાજુએ છે. મેરૂ પર્વત થકી પૂર્વ દિશાએ ૫૦ જોજન વનમાં જાય, ત્યાં ૧ સિદ્ધાયતન છે. તે ૫૦ જોજનનું લાંબું ને ૨૫ જોજનનું પહોળું છે અને ૩૬ જોજનનું ઉંચું છે. અનેક સ્તંભ છે. તે સિદ્ધાયતનને ૩ બારણાં છે. પૂર્વે ૧, દક્ષિણે ૨, ઉત્તરે ૩. તેના દરવાજા આઠ આઠ જોજનના ઉંચા છે ને ૪ જોજનના પહોળા છે. તે સિદ્ધાયતનના ઘણું મધ્ય દિશ વિભાગને વિષે એક મણિમય પિઠિકા છે, તે ૮ જોજનની લાંબી ને પહોળી છે, ૪ જોજનની જાડપણે છે, ને સર્વ રત્નમય છે. તે ઉપર ૧ દેવછંદો (ગભારો) છે તે ૮ જોજનનો લાંબો ને પહોળો છે, અને ૮ જોજનનો અધિક ઉંચો છે. ત્યાં જીનપ્રતિમા છે તેનું વર્ણન આ પ્રમાણે છેઃ—દેવછંદોજાવ ધૂપના કડુછા છે. એક કહ્યું તેમ ચારે દિશી ૪ સિદ્ધાયતન

છે. ચારે દિશે મેરૂપર્વતથી ૫૦ જોજન ઇશાન કોણે વનમાં જાય ત્યાં ૪ વાવડીઓ છે. મેરૂપર્વતથી ૫૦ જોજન અગ્નિ કોણે વનમાં જાય ત્યાં ૪ વાવડીઓ છે. મેરૂપર્વતથી ૫૦ જોજન નૈઋત્ય કોણે વનમાં જાય ત્યાં ૪ વાવડીઓ છે. મેરૂપર્વતથી ૫૦ જોજન વાયવ્ય કોણે વનમાં જાય ત્યાં ૪ વાવડીઓ છે. તે એકેકી વાવડી ૫૦ જોજનની લાંબી અને ૨૫ જોજનની પહોળી છે, અને દશ દશ જોજનની ઉંડી છે. તેઓ ચારે દિશે તોરણસહિત છે. તે ચારચાર વાવડીઓના મધ્યમાં એકએક મહેલ છે ને તે દક્ષિણની બે બાજુમાં—(અગ્નિ ને નૈઋત્યકોણમાં) શક્રેંદ્રના ને ઉત્તરની બે કોણમાં (ઇશાન ને વાયવ્યમાં) ઈશાનેંદ્રના મહેલ છે. તે ચારે પાંચસો પાંચસો જોજનના ઉંચા છે, અને અઢીસો અઢીસો જોજનના લાંબા ને પહોળા છે તથા ઉંચા શિખરબંધ છે. ભદ્રશાલ વનમાં ૮ દિગ્હસ્તિ કુટ છે. ભદ્રશાલ વનથી પાંચસેં જોજન મેરૂ ઉપર જઇએ ત્યાં નંદનવન આવે. તે નંદનવન ૫૦૦ જોજન ચક્રવાલ વિષ્કંભપણે ફરતું વર્તુળ—વલયને આકારે છે. તે મેરૂપર્વતની નજીક છે, જ્યાં ઘણા દેવ દેવાંગના હાસ્યરતિ ખેલે છે. ત્યાં પણ ૪ સિદ્ધાયતન છે, ૧૬ વાવડીઓ છે, ૪ મહેલ છે. પહેલાની પેઠે છે, પણ ત્યાં ૯ કુટ છે. વળી નંદનવનથી સાડીબાસઠ હજાર જોજન ઉંચા જઇએ ત્યાં સૌમનસ વન આવે, તે ૫૦૦ જોજન ચક્રવાલ વિષ્કંભપણે ફરતું વર્તુળ—વલયને આકારે છે. મેરૂને વિંટી રહ્યું છે. ૪ સિદ્ધાયતન છે. ૧૬ વાવડીઓ છે. ૪ મહેલ છે. ત્યાંથી ૩૬ હજાર જોજન મેરૂને શિખરે જઇએ ત્યાં પંડગવન આવે, તે ૪૯૪ જોજન ચક્રવાલ વિષ્કંભપણે ફરતું વર્તુળ—વલયને આકારે છે. મેરૂની ચુલિકાને વિંટી રહ્યું છે. પંડગ વનને વિષે ૧ ચુલિકા છે, તે ૪૦ જોજનની ઉંચી છે, ૧૨ જોજનની મૂળે પહોળી છે, અને ૪ જોજનની મથાળે પહોળી છે. આઠ જોજનની વચમાં પહોળી છે.

ગાયના પુંછને આકારે છે. સર્વ વૈડૂર્ય રત્નમય છે. તેને એક પદ્મવર વેદિકા છે. ઉપર ઘણી સમરમણિક ભૂમિકા છે. તે ચુલિકા ઉપર ૧ સિદ્ધાયતન છે. તે ૧ કોશનું લાંબું ને અર્ધ કોશનું પહોળું છે અને દેશ ઉણું કોશ ઉંચું છે, અનેક સ્તંભો છે, જાવ ધુપના કડુછા છે. તે પંડગ વનમાં ૪ સિદ્ધાયતન છે, ૧૬ વાવડીઓ છે, ૪ મહેલ છે, તે પહેલાંની પેઠે જાણવું. પંડગ વનમાં ૪ અભિષેક શિલા છે, તેનાં નામઃ-- પાંડુ શિલા ૧, પાંડુ કંબલ શિલા ૨, રક્ત શિલા ૩, રક્તકંબલ શિલા ૪. એ ૪ શિલા અર્ધ ચંદ્રમાને આકારે છે. પુર્વ પશ્ચિમની શિલા ઉત્તર દક્ષિણે પાંચસો પાંચસો જોજનની લાંબી છે, અને પૂર્વ પશ્ચિમે અઢીસો અઢીસો જોજનની પહોળી છે. ઉત્તર દક્ષિણની શિલા પૂર્વ પશ્ચિમે પાંચસો પાંચસો જોજનની લાંબી છે, અને ઉત્તર દક્ષિણે અઢીસો અઢીસો જોજનની પહોળી છે, ૪ જોજનની જાડપણે છે, સર્વ કનકમય છે. એ ૪ ને ત્રણ દિશે પગથીયાં છે. પૂર્વ પશ્ચિમની શિલા ઉપર બે બે સિંહાસન છે, અને ઉત્તર દક્ષિણની શિલા ઉપર એકેકુ સિંહાસન છે, તે પાંચસો પાંચસો ધનુષના લાંબા ને પહોળા છે, અને ૨૫૦ ધનુષના ઉંચા છે. ત્યાં તીર્થંકર દેવનો જન્મ મહોત્સવ કરે છે. જંબૂદ્વીપમાં જઘન્ય ૨ તીર્થંકરનો ને ઉત્કૃષ્ટ ૪ તીર્થંકરનો જન્મમહોત્સવ એકી વખતે થાય છે. મેરૂનાં ૧૬ નામઃ–મંદર ૧, મેરૂ ૨, મનોરમ ૩, સુદર્શન ૪, સ્વયંપ્રભ ૫, ગિરિરાજ ૬, રત્નોચ્ચય ૭, તિલકોપમ ૮, લોકમધ્ય ૯, લોકનાભિ ૧૦, રત્ન ૧૧, સૂર્યાવર્ત ૧૨, સૂર્યાવરણ ૧૩, ઉત્તમ ૧૪, દિશાદિ ૧૫, અવતંશ ૧૬. ચિત્ત ૧, વિચિત્ત ૨, એ ૨ પર્વત દેવકુરૂક્ષેત્રમાં છે. નિષધ પર્વતથી ઉત્તરે ૮૩૪ જોજન ને એક જોજનના ૭ ભાગ કરીએ તેવા ૪ ભાગ જઇએ ત્યાં સિતોદા નદીને પૂર્વ પશ્ચિમને કાંઠે છે. ૨ યમક પર્વત ઉત્તર કુરૂક્ષેત્રમાં છે. નીલવંત પર્વતથી દક્ષિણે ૮૩૪ જોજન ને ૧ જોજનના ૭ ભાગ

કરીએ તેવા ૪ ભાગ જઇએ ત્યાં સિતા નદીને પૂર્વ પશ્ચિમને કાંઠે છે. ચિત્ત ૧, વિચિત્ત ૧, યમક ૨, એ ૪ પર્વત ૧ હજાર જોજનના ઉંચા છે અને અઢીસો જોજનના ધરતીમાં ઉંડા છે. એક હજાર જોજનના મૂળે લાંબા પહોળા છે. સાડાસાતસેં જોજનના વચમાં લાંબા પહોળા છે. ઉપર પાંચસો જોજનના લાંબા પહોળા છે. તેની ત્રિગુણી અધિક પરિધી છે. બસેં કંચનગિરિ પર્વત સિતા સિતોદા નદીની વચ્ચે પાંચ પાંચ દ્રહની બે બાજુએ છે. તે એકેક દ્રહ પાસે એકેકી કોરે દશ પર્વત છે. એમ બીજી પાસે પણ દશ દશ પર્વત છે. એ ૧૦ દ્રહને બેઉ કાંઠે બસેં કંચનગિરિ પર્વત છે. તે સો સો જોજનના ઉંચા છે, પચીસ પચીસ જોજનના ધરતીમાં ઉંડા છે, મૂળે સો જોજનના લાંબા ને પહોળા છે, વચ્ચે પોણોસો જોજનના લાંબા ને પહોળા છે, ઉપર પચાશ જોજનના લાંબા ને પહોળા છે. તેમની ત્રિગુણી અધિક પરિધી છે. (૨૧૧). ૪ ગજદંતા કહે છેઃ—ગંધમાદન ૧, માલવંત ૨, વિદ્યુતપ્રભ ૩, સૌમનસપ્રભ ૪. નિષધથી બે, નીલવંતથી બે ગજદંતા નિકળીને મેરૂ પાસે ચારે આવીને અડકી રહ્યા છે. તે ૩૦૨૦૯ જોજન ને ૬ કલાના લાંબા છે. નિષધ ને નીલવંતને અડતાં ચારસો ચારસો જોજનના ઉંચા છે, અને સો સો જોજનના ધરતીમાં ઉંડા છે, અને પાંચસો પાંચસો જોજનના પહોળા છે. મેરૂ પાસે જઇએ ત્યાં પાંચસો પાંચસો જોજનના ઉંચા છે, અને સવાસો સવાસો જોજનના ધરતીમાં ઉંડા છે. ઘટતાં અંગુલને અસંખ્યાતમે ભાગે પહોળા છે. એ હસ્તિના દાંતને આકારે છે. (૨૧૫). સોલ વખારા પર્વતઃ-ચિત્ત ૧, વિચિત્ત ૨, નલીન ૩, એકશૈલ ૪, ત્રિકુટ ૫, વૈશ્રમણ ૬, અંજન ૭, માયંજન ૮, અંકાવતી ૯, પદ્માવતી ૧૦ આશિવિષ ૧૧, સુખાવહ ૧૨, ચંદ્ર ૧૩, સૂર્ય ૧૪, નાગ ૧૫, દેવ ૧૬, એ ૧૬ તે ૧૬૫૯૨ જોજન ને ૨ કલાના લાંબા છે. પાંચસો પાંચસો જોજનના પહોળા છે.

નિષધ નીલવંતથી નિકળતાં ચારસો ચારસો જોજનના ઉંચા છે, અને સો સો જોજનના ધરતીમાં ઉંડા છે. સિતા સિતોદા નદીની પાસે પાંચસો પાંચસો જોજનના ઉંચા છે, અને સવાસો સવાસો જોજનના ધરતીમાં ઉંડા છે. પાંચસો પાંચસો જોજનના પહોળા છે વખારા પર્વત ઘોડાના ખંધને આકારે છે. (૨૩૧). ચોત્રીશ લાંબા વૈતાઢ્યા તેમાં ૧ ભરતનો વૈતાઢ્ય, ૧ ઇરવતનો વૈતાઢ્ય અને ૩૨ વિજયના, એ ૩૪ વૈતાઢ્ય તે પચીસ પચીસ જોજનના ઉંચા છે અને સવાછ જોજનના ધરતીમાં ઉંડા છે. પચાશ પચાશ જોજનના પહોળા છે. તેમની બાહા ૪૮૮ જોજન ને ૧૬ કલા ઝાઝેરી છે. તેમની જીવા ૧૦૭૨૦ જોજન ને ૧૨ કલાની, તેમની ધનુષ્યપિઠ ૧૦૭૪૩ જોજન ને ૧૫ કલા. એકેક વૈતાઢ્યે બે બે ગુફા છે; તમિસ્રગુફા ૧, ખંડપ્રપાતગુફા ૨. એ ૨ ગુફાઓ પચાશ પચાશ જોજનની લાંબી છે, અને ૧૨ જોજનની પહોળી છે, અને આઠ જોજનની ઉંચી છે. તેમાં બે બે નદી છે, તેનાં નામઃ—ઉમગજલા ૧, નિમગજલા ૨. એકવિશ જોજન જઇએ ત્યાં ઉમગજલા નદી આવે. તે ત્રણ જોજનના પટમાં છે. તેમાં હાથી, ઘોડા, બળદ, મનુષ્યનું કલેવર, કચરો પડે તેને ત્રણવાર ભમાડી ઉછાળી બહાર નાંખે તે કારણે ઉમગજલા કહેવાય છે. ત્યાંથી ૨ જોજન આઘા જઇએ ત્યાં નિમગજલા નદી છે. તે ૩ જોજનના પટમાં છે. તેમાં હાથી, ઘોડા, મનુષ્ય, બલદનું કલેવર, અનેરૂં પુદ્ગલ પડે તેને ત્રણ વાર ભમાડીને હેઠું બેસાડે તે કારણે નિમગજલા કહીએ. શેષ ૩૨ દીર્ઘ વૈતાઢ્ય મહાવિદેહ ક્ષેત્રમાં છે, તે પણ એ સરખા છે, પણ બાહા જીવા ધનુષપિઠ નથી. તે પલંગને આકારે છે. (૨૬૫). ૪ વર્તુલ વૈટાઢ્ય–શબ્દાપાતિ ૧, વિકટાપાતિ ૨, ગંધાપાતિ ૩, માલવંત ૪. એ ૪ વર્તુલ વૈતાઢ્ય જુગલિયાના ક્ષેત્રમાં છે, તે ૧ હજાર જોજનના ઉંચા છે. ૨૫૦ જોજનના ધરતીમાં ઉંડા છે. મૂળે ૧ હજાર જોજનના

લાંબા ને પહોળા છે. ધાન્યના કોઠારને આકારે છે. તેની ૩૧૬૨ જોજન અધિક પરિધી છે. શ્વેત વર્ણે છે. એવં સર્વ મળીને ૨૬૯ પર્વત થયા. **ઈતિ ૪ થો પર્વત દ્વાર સમાપ્ત. ૪.**

**૫ મો કુટદ્વારઃ**—જંબૂદ્વીપમાં ૫૨૫ કુટ છે. તેમાં ૪૬૭ કુટ પર્વત ઉપર છે. તેનું વિવરણ કહે છેઃ—૩૪ દીર્ઘ વૈતાઢ્ય, નિષધ ૧, નીલવંત ૨, મેરૂ ૩, એ ૩૭ પર્વત અને વિદ્યુત્પ્રભ ૧, માલવંત ૨, એ ૨ વખાર ગજદંત. એ ૩૯ પર્વત ઉપર નવ નવ કુટ છે. ૩૯ ને નવે ગુણતાં ૩૫૧ કુટ થાય. ચુલહિમવંત ને શિખરી એ ૨ પર્વત ઉપર અગ્યાર અગ્યાર કુટ છે. એ ૨૨ થયા. મહાહિમવંત ને રૂપી એ ૨ પર્વત ઉપર આઠ આઠ કુટ છે. એ ૧૬ કુટ. સોલ વખારા પર્વત ઉપર ચાર ચાર કુટ છે, એ ૬૪ કુટ. સૌમનસ ૧, ગંધમાદન ૨, એ ૨ વખાર ગજદંત ઉપર સાત સાત કુટ છે, એ ૧૪ કુટ. એ સર્વ મળીને ૪૬૭ કુટ પર્વત ઉપરના થયા; અને શેષ ૫૮ કુટ ભૂમિ ઉપરના છે, તે કહે છેઃ—૩૪ રૂષભકુટ તે ૧ ભારતનો, ૧ ઇરવતનો, અને ૩૨ વિજયના એ ૩૪, અને ભદ્રશાલ વનના ૮, દેવકુરૂના ૮, ઉત્તરકુરૂના ૮, એ સર્વ મળીને ૫૮ કુટ ભૂમિઉપરના થયા. એ સર્વ મળીને ૫૨૫ કુટ થયા. **ઇતિ ૫ મો કુટદ્વાર સમાપ્ત. ૫.**

**૬ ઠો તીર્થદ્વારઃ**—જંબૂદ્વીપમધ્યે ૧૦૨ તીર્થ છે, તે ૩૨ વિજય, ૧ ભરત, ૧ ઇરવત, એ ૩૪. તેમાં દરેકમાં ત્રણ ત્રણ તીર્થ છેઃ માગધ ૧, વરદામ ૨, પ્રભાસ ૩, એ ૩ તે અગ્નિકોણે ૧, નૈરૂત્યકોણે ૨, વાયવ્યકોણે ૩, એ ૩૪ ત્રિ ૧૦૨ તીર્થ થાય. **ઇતિ ૬ ઠો તીર્થદ્વાર સમાપ્ત. ૬.**

**૭ મો શ્રેણિદ્વારઃ**—જંબૂદ્વીપમાં ૧૩૬ શ્રેણિયો છે, તે વૈતાઢ્ય પર્વત ઉપર દશ દશ જોજન ઉંચા ચઢિયે ત્યાં ૧ દક્ષિણે ને ૧ ઉત્તરે એ બે વિદ્યાધરની શ્રેણીઓ છે. તેમાં ભરતના

વૈતાઢ્ય ઉપર ગગન વલ્લભાદિક ૫૦ નગર દક્ષિણની શ્રેણીએ છે, અને ૨થ ચક્રવાલાદિક ૬૦ નગર ઉત્તરની શ્રેણીએ છે. એમજ ઇરવતના વૈતાઢ્ય ઉપર ૬૦ નગર દક્ષિણની શ્રેણીએ છે, અને ૫૦ નગર ઉત્તરની શ્રેણીએ છે. મહાવિદેહના ૩૨ વૈતાઢ્ય ઉપર દક્ષિણ ઉત્તરની શ્રેણીએ પંચાવન પંચાવન નગર છે. સર્વ મળીને ૩૭૪૦ નગર વિદ્યાધરની શ્રેણીએ છે. એ ૩૪ દુ ૬૮ વિદ્યાધરની શ્રેણિ. વળી વિદ્યાધરની શ્રેણીથી ૧૦ જોજન ઉંચા ચઢીએ ત્યાં અભિયોગ દેવની બે શ્રેણી આવે. દક્ષિણે ૧ ને ૧ ઉત્તરે, એ પ્રમાણે ૩૪ દુ ૬૮ શ્રેણી અભિયોગ દેવની છે. એ સર્વ મળીને ૬૮ વિદ્યાધરની ને ૬૮ દેવની એ ૧૩૬ શ્રેણીઓ છે. **ઇતિ ૭ મો શ્રેણીદ્વાર સમાપ્ત. ૭.**

**૮ મો વિજયદ્વાર:**—વિજય કહેતાં જંબૂદ્વીપમાં ૩૪ વિજયરૂપ સ્થાનક છે, તેનાં નામ:—કચ્છા ૧, સુકચ્છા ૨, મહાકચ્છા ૩, કચ્છગાવતી ૪, આવર્ત્તા ૫, મંગલા ૬, પુષ્કલા ૭, પુષ્કલાવતી ૮, એ ૮ વિજય સિતા મહાનદીને ઉત્તર દિશે પૂર્વ મહાવિદેહને વિષે શ્રી મેરૂપર્વતથી માંડીને સિતામુખવનસુધી પ્રથમ ખાંડવું જાણવું. (૧). વત્સા ૯, સુવત્સા ૧૦, મહાવત્સા ૧૧, વત્સાગાવતી ૧૨, રમ્યા ૧૩, રમ્યકા ૧૪, રમણિકા ૧૫, મંગલાવતી ૧૬, એ ૮ વિજય સીતા નદીને દક્ષિણ પાસે સીતામુખવનથી માંડીને મેરૂસુધી માયંજન વખારા પર્વતસુધી બીજું ખાડવું જાણવું. (૨). પદ્મા ૧૭, સુપદ્મા ૧૮, મહાપદ્મા ૧૯, પદ્મગાવતી ૨૦, શંખા ૨૧, કુમુદા ૨૨, નલીના ૨૩, નલીનાવતી ૨૪, એ ૮ વિજય સિતોદા નદીને દક્ષિણને કાંઠે વિદ્યુત્પ્રભ ગજદંત પછી અંકાવતી વખારાપર્વતથી તે સિતોદામુખ વનસુધી ત્રીજું ખાંડવું જાણવું. (૩). વપ્રા ૨૫, સુવપ્રા ૨૬, મહાવપ્રા ૨૭, વપ્રગાવતી ૨૮, વલ્ગુ ૨૯, સુવલ્ગુ ૩૦, ગંધિલા ૩૧, ગંધિલાવતી ૩૨, એ ૮ વિજય તે સિતોદા મુખવનથી માંડીને સિતોદા નદીને કાંઠે દેવ વખારાપર્વતસુધી

ચોથું ખાંડવું જાણવું. (૪). એ ૩૨ વિજય મહાવિદેહ ક્ષેત્રમાં છે. તે સઘળી વિજય ૧૬૫૯૨ જોજન ને ૨ કલાની ઉત્તર દક્ષિણે લાંબી છે, અને ૨૨૧૩ જોજનમાં કાંઇક ન્યૂનની પૂર્વ પશ્ચિમે પહોળી છે. ૧ ભરત, ૧ ઇરવત, એ ૩૪. ત્યાં ૩૨ વિજયની, ૧ ભરતની, ૧ ઇરવતની, એ ૩૪ રાજધાની છે તે, ને ૩૪ તમિસ્રગુફા, ૩૪ ખંડપ્રપાતગુફા, ૩૪ રૂષભકુટ, એટલા શાશ્વત છે. ઇતિ ૮ મો વિજયદ્વાર સમાપ્ત. ૮.

૯ મો દ્રહદ્વારઃ—જંબુદ્વીપમાં ૧૬ દ્રહ છે, તેનાં નામઃ- પદ્મદ્રહ ૧, મહાપદ્મ દ્રહ ૨, પુંડરિકદ્રહ ૩, મહાપુંડરિકદ્રહ ૪, તિગિછદ્રહ ૫, કેશરીદ્રહ ૬, એ ૬ દ્રહ વર્ષધર પર્વતના. ૫ દ્રહ દેવકુરૂને વિષે છે:-નિષધદ્રહ ૧, દેવકુરુદ્રહ ૨, સૂર્યદ્રહ ૩, સુલસદ્રહ ૪, વિદ્યુતપ્રભદ્રહ ૫, એ ૫ દ્રહ દેવકુરૂક્ષેત્રમાં સિતોદા નદીની વચ્ચે છે. એમજ ઉત્તર કુરૂક્ષેત્રને વિષે સિતાનદીને મધ્ય ભાગે ૫ દ્રહ છે, તેનાં નામઃ—નીલવંતદ્રહ ૧, ઉત્તરકુરૂદ્રહ ૨, ચંદ્રદ્રહ ૩, ઐરાવતદ્રહ ૪, માલવંતદ્રહ ૫, એ ૧૦ ને ૬ ઉપરના એ પ્રમાણે ૧૬ દ્રહ થયા. ૧ પદ્મદ્રહ અને ૨ પુંડરિકદ્રહ એ ૨ દ્રહ ૧ હજાર જોજનના લાંબા અને ૫૦૦ જોજન પહોળા છે, ૧૦ જોજનના ધરતીમાં ઉંડા છે. એ પ્રમાણેજ દેવકુરૂ ઉત્તરકુરૂના ૧૦ દ્રહ જાણવા. એકેકા દ્રહમાં ૧૨૦૫૦૧૨૦ કમલ છે. સઘળાં રત્નમય છે. પદ્મદ્રહ મધ્યે ૧ મોટું કમલ છે, તે શ્રીદેવીનું છે, અને ૧૦૮ કમલ શ્રીદેવીના ભંડારીનાં છે. ૪ કમલ મહત્તરિકાનાં છે. ૭ કમલ અણિકાના અધિપતિના છે. ૧૬ હજાર કમલ આત્મરક્ષક દેવનાં છે. ૪ હજાર કમલ સામાનિક દેવનાં છે. ૫ હજાર કમલ માંહેલી પરિષદાનાં છે. ૧૦ હજાર કમલ વચલી પરિષદાનાં છે. ૧૨ હજાર કમલ બહારની પરિષદાનાં છે. તેને ફરતા ૩ કોટ કમલના છે. તેમાં ૩૨ લાખ કમલ પહેલા કોટનાં છે, ૪૦ લાખ કમલ વચલા કોટનાં છે, ૪૮ લાખ કમલ બહારના કોટનાં છે. એ સર્વ મળીને

૧૨૦૫૦૧૨૦ કમલ થયાં. તેમાં મોટું કમલ ૧ જોજનનું લાંબું ને પહોળું છે, અર્ધ જોજનનું જાડું છે, ૧૦ જોજનનું પાણીમાં ઉંડું છે, ૨ કોશ પાણીથી ઉંચું છે, ૧૦ જોજન અધિક સર્વાંગે છે. તે કમલનું વજ્ર રત્નમય મૂળ છે, રિષ્ટ રત્નમય કંદ છે, વૈડૂર્ય રત્નમય નીલવર્ણા બહારનાં પાંદડાં છે, જંબુનંદ રાતા રત્ન સુવર્ણમય માંહેલાં પાંદડાં છે, તપાવ્યા સોનામય કેશરા છે, નાના પ્રકારના મણિમય જે ઉપર પાંખડિયો છે, સોનાની કર્ણિકા છે, બે કોશની કર્ણિકા લાંબી ને પહોળી છે, એક કોશનો જાડપણે ડોડો છે, તે ઉપર ઘણું રમણિક છે, ઘણુંજ મધ્યદેશ ભાગે શ્રીદેવીનું ઘર છે, તે ૧ કોશનું લાંબું ને અર્ધ કોશનું પહોળું છે અને દેશે ઉણું કોશ ઉંચું છે. અનેક સ્તંભા છે, ઘડાર્યો સુવર્ણે કરી તે જોવાયોગ્ય છે. તે ભુવનને ૩ બારણાં છે: પૂર્વે ૧, દક્ષિણે ૨, ઉત્તરે ૩. તે બારણાં ૫૦૦ ધનુષનાં ઉંચાં છે, અઢીસેં ધનુષનાં પહોળાં છે, તે ભુવનમાં એક મણિપિઠિકા છે તે ૫૦૦ ધનુષની લાંબી ને પહોળી છે, ૨૫૦ ધનુષની ઉંચી છે, તે મણિપિઠિકા ઉપર ૧ દેવશય્યા રહેવાનો પલંગ છે. મહાપદ્મદ્રહ ૧, મહાપુંડરિકદ્રહ ૨, એ ૨ દ્રહ એકેકો ૨ હજાર જોજનનો લાંબો ને ૧ હજાર જોજનનો પહોળો છે, અને ૧૦ જોજનનો ધરતીમાં ઉંડો છે. મહાપદ્મદ્રહમાં હ્રીદેવી રહે છે. મહાપુંડરિકદ્રહમાં બુદ્ધિદેવી રહે છે. એનાં કમલ શ્રીદેવીની પેઠે જાણવાં, પણ કમલનું માન બમણું જાણવું. તેમાં મોટું કમલ ૨ જોજનનું લાંબું ને પહોળું છે અને ૧ જોજનનું જાડું છે. તિગિચ્છદ્રહ ૧, કેશરીદ્રહ ૨, એ ૨ દ્રહ એકેકો ૪ હજાર જોજનનો લાંબો ને ૨ હજાર જોજનનો પહોળો છે, ૧૦ જોજનનો ધરતીમાં ઉંડો છે. તિગિચ્છદ્રહમાં ધૃતિદેવી રહે છે, કેશરીદ્રહમાં કીર્તિદેવી છે. એનું મોટું કમલ ૪ જોજનનું લાંબું ને પહોળું છે અને ૨ જોજનનું જાડું છે. કમલ શ્રીદેવીની પેઠે જાણવાં. એમ

સોલે દ્રહના ૧૨૦૫૦૧૨૦ કમલને ૧૬ ગુણા કરતાં શાશ્વતા ૧૯૨૮૦૧ :૨૦ કમલ થાય. ૫ દ્રહ દેવકુરૂમાં ૫ ઉત્તરકુરૂમાં એ ૧૦ દ્રહ ધરતી ઉપર છે. તેને નામે દેવનાં નામ છે. એક પલ્યનું આયુષ્ય છે, અને ચુલહિમવંત પર્વત ઉપર પદ્મદ્રહ છે ત્યાં શ્રીદેવીનો વાસ છે. શિખરીપર્વત ઉપર પુંડરિકદ્રહ છે, ત્યાં લક્ષ્મીદેવીનો વાસ છે. મહાહિમવંત પર્વત ઉપર મહાપદ્મદ્રહ છે ત્યાં હ્રીદેવીનો વાસ છે. રૂપીપર્વત ઉપર મહાપુંડરિક દ્રહ છે, ત્યાં બુદ્ધિદેવીનો વાસ છે. નિષધપર્વત ઉપર તિગિછ દ્રહ છે, ત્યાં ધૃતિદેવીનો વાસ છે. નીલવંતપર્વત ઉપર કેશરી દ્રહ છે, ત્યાં કીર્તિદેવીનો વાસ છે. એ ૬ દેવીઓ ભવનપતિની જાતિની જાણવી. તેનું આયુષ ૧ પલ્યનું છે. ઇતિ ૯ મો દ્રહદ્વાર સમાપ્ત. ૯.

**૧૦ મો સલિલા દ્વાર:**—જંબૂદ્વીપ મધ્યે ૧૪૫૬૦૯૦ નદીએ છે તેમાં પદ્મદ્રહને પૂર્વદિશિને તોરણેથી ગંગા નિકળી ૫૦૦ જોજન પૂર્વ સામી ગઇ. ત્યાં ગંગાવર્તન કુટ છે ત્યાં અફળાણી. ત્યાંથી દક્ષિણ દિશે ચાલી તે ૫૨૩ જોજન ને ૩ કલા દક્ષિણ દિશે પર્વત ઉપર ગઇ. ત્યાં મોટા ઘડાના મુખમાંથી પાણી પડે તેમ મોતીના હાર સરખું મહામગરમચ્છના મુખને આકારે પરનાલી જીભિકામાંથી કાંઇક અધિક ૧૦૦ જોજન ઉંચેથી પાણી પડે છે. તે જીભિકા અર્ધ જોજનની લાંબી છે અને સવાછ જોજનની પહોળી છે. પ્રનાલી મગરમચ્છના મુખ વિકસ્યા તેને સંસ્થાને છે, સર્વ વજ્રમય છે. આછો તેજવંત છે. તેમાંથી પાણી પડે છે. ત્યાં મોટો ગંગાપ્રપાત નામે કુંડ છે. તે કુંડ ૬૦ જોજનનો લાંબો ને પહોળો છે. ૧૦ જોજનનો ઉંડો છે. તે કુંડની રૂપામય ઉપકંઠ પાલી છે. વજ્ર પાષાણમય તલું છે. સુખે માંહે ઉતરીએ તેવું છે. નાના મણિરત્ને કરી તેનો કાંઠો બાંધ્યો છે. સુવર્ણ રજત ને મણિમય વેળુ છે. ગંભીર શીતલ જળ છે અને તે કમલને પાંદડે છાયું છે. ઘણા

ઉત્પલ કમલ છે. કુમુદ નલીન પુંડરિક શતપત્ર સહસ્રપત્ર કમલ ઘણાં છે, ગંગા કુંડને ૩ બારણાં છે. ત્રણ દિશે પગથીયાં છેઃ પૂર્વ દિશે ૧, દક્ષિણ દિશે ૨, પશ્ચિમ દિશે ૩. પગથીયાંનું વર્ણનઃ—જેમ પાષાણ તેનો ઉપરનો ભાગ રિષ્ટ રત્નમય છે, વૈરૂડયરત્નમય સ્તંભા છે, સોના રૂપાનાં પાટિયાં છે, લોહિતાક્ષ રત્નમય ખીલા છે, વજ્રમય સાંધો જડી છે, મણિના આલંબન પકડવાને પગથીયાં આગળ પ્રત્યેક પ્રત્યેક તોરણ છે, તે મણિ સુવર્ણ મુક્તાફળ હારે કરી શોભે છે. તે ગંગાપ્રપાત કુંડની વચ્ચે ૧ ગંગાદ્વીપ નામે દ્વીપ છે, તે ૮ જોજનનો લાંબો ને પહોળો છે, ૨ કોશ પાણીથી ઉંચો છે, સર્વ વજ્ર રત્નમય છે. ગંગાદ્વીપની ઉપર ઘણું રમણિક છે. તે ઉપર ૧ ગંગા દેવીનું ભવન છે. તે ૧ કોશનું લાંબું ને અર્ધ કોશનું પહોળું છે અને દેશે ઉણું કોશ ઉંચું છે. અનેક સ્તંભા છે. તેનું વર્ણન શ્રીદેવીની પેઠે જાણવું. ગંગાનું શાશ્વત નામ છે. તે ગંગાપ્રપાત કુંડના દક્ષિણ દિશના બારણાથી ગંગા નદી નિકળીને ઉત્તર ભરતમધ્યે વહેતી વહેતી ૭ હજાર નદી સાથે ખંડપ્રપાત ગુફા ને વૈતાઢ્ય પર્વતને હેઠે થઇને દક્ષિણાર્ધ ભરતમાં વહેતી બીજી ૭ હજાર નદી ભળતી થકી સર્વ ૧૪ હજાર નદીને પરિવારે જગતીને ભેદીને પૂર્વના લવણસમુદ્રમાં મળી. એમજ સિંધુ પણ પશ્ચિમ દિશે જાણવી. જંબૂદ્વીપમાં ૧૪૫૬૦૯૦ નદીઓ છે. તેનું વિવરણઃ—ગંગા ૧, સિંધુ ૨, રક્તા ૩, રક્તાવતી ૪, એ ૪ નદીઓ મૂળથકી નિકળતાં સવાછ જોજનની પહોળીઓ અને અર્ધ ગાઉની ઉંડીઓ છે. છેડે સમુદ્રમાં મળતાં સાડીબાસઠ જોજનની પહોળી અને સવા જોજનની ઉંડીઓ છે. એકકીનો ચઉદ ચઉદ હજાર નદીઓનો પરિવાર જાણવો. સર્વ મળીને ૧૪ ચોકું ૫૬૦૦૦ નદીઓ થઈ. રોહિતા ૧, રોહિતાંસા ૨, એ ૨ નદીઓ હેમવય ક્ષેત્રમાં છે, અને સુવર્ણકુલા ૧ ને રૂપકુલા ૨

# છ કાયના ભવ.

શ્રી ગૌતમ સ્વામી વીર ભગવાનને વંદણા નમસ્કાર કરી પૂછતા હવા કે, હે ભગવન્! છ કાયના જીવ અંતર્મુહૂર્તમાં કેટલા ભવ કરે?

વીર ભગવાને કહ્યું હે ગૌતમ! પૃથ્વી, પાણી, અગ્નિ, વાયરો, એ જઘન્ય એક ભવ કરે, ઉત્કૃષ્ટા બાર હજાર આઠસેં ચોવીસ ભવ એક અંતર્મુહૂર્તમાં કરે અને વનસ્પતિના બે ભેદ તે પ્રત્યેક અને સાધારણ. હવે પ્રત્યેક જઘન્ય એક ભવ, ઉત્કૃષ્ટા બાવીસ હજાર ભવ કરે અને સાધારણ જઘન્ય એક ભવ અને ઉત્કૃષ્ટા પાંસઠ હજાર પાંચસેં છવીસ ભવ કરે. બેઇંદ્રિય જઘન્ય એક ભવ અને ઉત્કૃષ્ટા એંસી ભવ કરે. ત્રિઇંદ્રિય જઘન્ય એક ભવ અને ઉત્કૃષ્ટા સાઠ ભવ કરે. ચૌરેંદ્રિય જઘન્ય એક ભવ અને ઉત્કૃષ્ટા ચાલીસ ભવ કરે. અસંજ્ઞી તિર્યંચ જઘન્ય એક ભવ અને ઉત્કૃષ્ટા ચોવીસ ભવ કરે. સંજ્ઞી તિર્યંચ અને સંજ્ઞી મનુષ્ય જઘન્ય અને ઉત્કૃષ્ટો એક ભવ કરે.

ઇતિ છ કાયના ભવ સંપૂર્ણ.

# અવધિ પદ.

શ્રી પન્નવણાજી સૂત્ર પદ તેત્રીસમે અવધિ પદનો થોકડો ચાલ્યો તેમાં પ્રથમ દશ દ્વાર છે તેનાં નામ કહે છે:—ભેદ દ્વાર ૧, વિષય દ્વાર ૨, સંઠાણ દ્વાર ૩, આભ્યંતર અને બાહ્ય દ્વાર ૪, દેશ થકી અને સર્વ થકી ૫, અણુગામી ૬, હાયમાન અને વર્દ્ધમાન ૭, અવઠ્ઠીયા ૮, પડવાઇ ૯, અપડવાઈ ૧૦.

૧-પહેલો ભેદ દ્વાર-તેમાં નારકી અને દેવતા ભવ પ્રત્યે દેખે એટલે ઉપજતી વખતે સાથે અવધિજ્ઞાન હોય છે. તિર્યંચ અને મનુષ્ય ક્ષયોપશમ પ્રમાણે દેખે.

૨-બીજો વિષય દ્વાર-એટલે પહેલી નરકના નારકી જઘન્ય સાડાત્રણ ગાઉ દેખે, ઉત્કૃષ્ટા ચાર ગાઉ દેખે. બીજી નરકના નારકી જઘન્ય ત્રણ ગાઉ, ઉત્કૃષ્ટા ચાર ગાઉ દેખે. ત્રીજી નરકના નારકી જ૦ અઢી ગાઉ, ઉ૦ ત્રણ ગાઉ દેખે. ચોથી નરકના નારકી જ૦ બે ગાઉ, ઉ૦ અઢી ગાઉ દેખે. પાંચમીના જ૦ દોઢ ગાઉ, ઉ૦ બે ગાઉ દેખે. છઠ્ઠીના જ૦ એક ગાઉ, ઉ૦ દોઢ ગાઉ દેખે. સાતમીના જ૦ અર્ધ ગાઉ, ઉ૦ એક ગાઉ દેખે. ભવનપતિ જ૦ પચીશ જોજન સુધી દેખે, ઉ૦ ત્રણ પ્રકારનું દેખે. ઉંચું પહેલા બીજા દેવલોક સુધી, નીચું ત્રીજી નરકના તળા સુધી, અને ત્રીછું પલના આઉખાવાળા સંખ્યાતા દ્વીપ સમુદ્ર દેખે, અને સાગરના આઉખાવાળા અસંખ્યાતા દ્વીપ સમુદ્ર દેખે. વાણવ્યંતર અને નવ નિકાયના દેવતા જ૦ પચીસ જોજન, ઉ૦ ત્રણ પ્રકારનું દેખે. ઉંચું પહેલા દેવલોક સુધી, નીચું પાતાળ કળસા સુધી, અને ત્રીછું સંખ્યાતા દ્વીપ સમુદ્ર દેખે. જ્યોતિષી જ૦ આંગુલનો અસંખ્યાતમો ભાગ, ઉ૦ ત્રણ પ્રકારનું દેખે. ઉંચું પોતાના વિમાનની ધજા સુધી, નીચું નરકના તળા સુધી, અને ત્રીછું પલના આઉખાવાળા સંખ્યાતા દ્વીપ સમુદ્ર દેખે અને સાગરના આઉખાવાળા અસંખ્યાતા દ્વીપ સમુદ્ર દેખે. ત્રીજા દેવલોકથી યાવત્ સર્વાર્થસિદ્ધ વિમાનના દેવતા ઉંચું પોતપોતાના વિમાનની ધજા સુધી દેખે, ત્રીછું અસંખ્યાતા દ્વીપ સમુદ્ર દેખે, નીચું ત્રીજા ચોથાવાળા બીજી નરકના તળા સુધી, પાંચમા છઠ્ઠાવાળા ત્રીજી નરકના તળા સુધી, નવમાથી બારમા સુધીના પાંચમી નરકના તળા સુધી, નવ ગ્રૈવેયકના છઠ્ઠી નરકના તળા સુધી, ચાર અનુત્તર વિમાનના સાતમી નરકના તળા સુધી, અને સર્વાર્થસિદ્ધના દેવતા સાતમી નરકના

તળા સુધી દેખે. તીર્યંચ જ૦ આંગુલનો અસંખ્યાતમો ભાગ, ઉ૦ સંખ્યાતા દ્વીપ સમુદ્ર દેખે. મનુષ્ય જ૦ આંગુલનો અસંખ્યાતમો ભાગ, ઉ૦ આખા લોક અને અલોકમાં લોક જેવડા અસંખ્યાતાં ખાંડવાં દેખે.

**૩-ત્રીજો સંઠાણ દ્વાર**-નારકી ત્રાપાને આકારે દેખે, ભવનપતિ પાલાને આકારે દેખે, વાણવ્યંતર ઝાલરને આકારે દેખે, જ્યોતિષી પડહાને આકારે દેખે, બાર દેવલોકના દેવતા મૃદંગને આકારે દેખે, નવ ગ્રૈવેયકના દેવતા ફૂલની ચંગેરીના આકારે દેખે, અનુત્તર વિમાનનો દેવતા કુંવારી કન્યાના કંચવાને આકારે દેખે.

**૪-ચોથો આભ્યંતર અને બાહ્ય દ્વાર**-નારકી, દેવતા આભ્યંતર દેખે, તિર્યંચ બાહ્ય દેખે, મનુષ્ય આભ્યંતર અને બાહ્ય દેખે, કારણકે તીર્થંકર દેવને અવધિજ્ઞાન સાથેજ હોય છે.

**૫-પાંચમો દેશ અને સર્વ થકી દ્વાર**-નારકી, તિર્યંચ અને દેવતા દેશ થકી અને સર્વ થકી દેખે.

**૬-છઠ્ઠો અણુગામી અને અણાણુગામી દ્વાર**-નારકી દેવતાને અણુગામી કહેતાં સાથે જનારૂં અવધિજ્ઞાન હોય, અને તિર્યંચને અણુગામી અને અણાણુગામી બન્ને હોય.

**૭-૮ સાતમો હાયમાન-વર્દ્ધમાન અને આઠમો અવઠીયા દ્વાર**-નારકી દેવતાને અવઠીયા કહેતાં હોય તેટલું અવધિજ્ઞાન રહે, મનુષ્ય અને તિર્યંચને હાયમાન-વર્દ્ધમાન અને અવઠીયા એ ત્રણે પ્રકારનું હોય.

**૯-૧૦ નવમો પડીવાઈ અને દશમો અપડીવાઈ દ્વાર**-નારકી અને દેવતા ને અપડીવાઈ અવધિ જ્ઞાન હોય, મનુષ્ય અને તિર્યંચને પડીવાઈ અને અપડીવાઈ બન્ને જાણવાં.

**ઇતિ અવધિ પદ સંપૂર્ણ.**

# ॥ अथ श्री ॥

# भक्तामर स्तोत्रम् ।

### वसंततिलका वृत्तम्.

**भक्तामरप्रणतमौलिमणिप्रभाणा-**
**मुद्योतकं दलितपापतमो वितानम् ।**
**सम्यक् प्रणम्य जिनपादयुगं युगादा-**
**वालम्बनं भवजले पततां जनानाम् ॥ १ ॥**

**અર્થ**:—**ભક્તામર**=ભક્ત દેવો **પ્રણત**=નમેલું **મૌલિ**=મુગટ **મણિપ્રભાણામ્**=મણીના તેજના **ઉદ્યોતકમ્**=પ્રકાશિત કરનાર **દ-લિત**=વધેલા **પાપતમો**=પાપરૂપી અંધકાર **વિતાનમ્**=નાશ કરનાર **સમ્યક્**=સારી રીતે **પ્રણમ્ય**=નમીને **જિનપાદયુગમ્**=જીનેશ્વર પ્ર-ભુના બે ચરણો **યુગાદૌ**=કાળની શરૂઆતથી **આલમ્બનમ્**=આ-ધાર **ભવજલે**=સંસાર જળમાં **પતતામ્ જનાનામ્**=પડતા જનોના.

**ભાવાર્થ**—ભક્ત દેવોના નમાવેલા મુગટમાંના મણિના પ્રકા-શને વધારે તેજસ્વી કરનાર, પાપરૂપી અગાધ અંધકારનો નાશ કરનાર અને પ્રથમથી જ સંસારસાગરમાં ડુબતા જીવોના આશ્રયરૂપ જીનેશ્વરનાં ચરણ પૂજીને-૧.

**यः संस्तुतः सकलवाङ्मयतत्त्वबोधा-**
**दुद्भूतबुद्धिपटुभिः सुरलोकनाथैः ।**
**स्तोत्रैर्जगत्त्रितय चित्तहरैरुदारैः**
**स्तोष्ये किलाहमपितं प्रथमं जिनेंद्रम् ॥२॥**

**અર્થ:—યઃ**=જે **સંસ્તુતઃ**=વખણાયલા **સકલ વાઙ્મય**=સઘળી ભાષાઓમાંના **તત્ત્વબોધાત્**=સત્યના જ્ઞાનથી **ઉદ્ભૂત**=ઉત્પન્ન થએલી **બુદ્ધિ**=જાણવાની શક્તિ **પટુભિઃ**=નિપુણથી **સુરલોકનાથૈઃ**= ઇંદ્રોથી **સ્તોત્રૈઃ**=સ્તવનોથી **જગત્ ત્રિતય**=ત્રણે લોક **ચિત્તહરૈઃ**=મન હરી લે તેવાંથી **ઉદારૈઃ**=ઉદારથી **સ્તોષ્યે**=હું ગુણગાન કરીશ **કિલ**= ખચિત **અહમ્**=હું **અપિ**=વળી **તમ્**=તેને **પ્રથમમ્ જિનેંદ્રમ્**= પહેલા જીનેંદ્રને.

**ભાવાર્થ**—તમામ ભાષાઓમાં લખાયલા તત્ત્વોના જ્ઞાનથી નિપુણ થએલા ઇંદ્રોએ ઉદાર મનથી ત્રણે લોકનાં મન હરી લે તેવાં સ્તવનોથી જેની સ્તુતિ કરી છે, તેવા પ્રથમ જીનેંદ્ર (શ્રી ઋષભદેવ) નું હું પણ સ્તવન કરીશ. ૨

**बुद्ध्या विनापि विबुधार्चितपादपीठ**
**स्तोतुं समुद्यतमतिर्विगतत्रपोऽहम् ।**
**बालं विहाय जलसंस्थितमिन्दुबिम्ब-**
**मन्यः क इच्छति जनः सहसा ग्रहीतुम् ॥३॥**

**અર્થ—બુદ્ધ્યા વિનાપિ**=બુદ્ધિ વિનાનો છું તોપણ **વિબુધાર્ચિત પાદપીઠ**=હે દેવ, કે જેનું પગ મુકવાનું આસન પણ દેવોએ પૂજેલું છે, **સ્તોતું**=સ્તવન કરવાને. **સમુદ્યત**=ગુંથાએલો. **મતિ:**=બુદ્ધિ. **વિગતત્રપ:**=નિર્લજ્જ. **અહમ્**=હું **બાલં વિહાય**=બાળક વિના. **જલ સંસ્થિતમ્**=પાણીમાં રહેલું. **ઈન્દુબિમ્બમ્**=ચંદ્રનું પ્રતિબિમ્બ. **અન્ય: ક:**=બીજો કોણ ? **ઇચ્છતિ**=ઇચ્છે છે. **જન:**=માણસ. **સહસા**=એકદમ. **ગ્રહીતુમ્**=લેવાને.

**ભાવાર્થ**—જેમ જળમાં રહેલું ચંદ્રપ્રતિબિમ્બ ( અજ્ઞાન ) બાળકજ એકદમ લેવા ઇચ્છે છે, તેમ હે દેવોથી પુજાયલા પાદાસનવાળા જીનેશ્વર પ્રભુ ! હું અજ્ઞાની પણ આપની સ્તુતિ કરવામાં નિર્લજ્જ થઇ ગુંથાઉં છું. ૩

**वक्तुं गुणान्गुणसमुद्र शशाङ्ककांतान्**
**कस्ते क्षमः सुरगुरुप्रतिमोऽपि बुद्ध्या ।**
**कल्पान्तकालपवनोद्धतनक्रचक्रं**
**को वा तरीतुमलमम्बुनिधिं भुजाभ्याम् ॥४॥**

**અર્થ—વક્તુમ્**-વર્ણવવાને. **ગુણાન્**=ગુણોને. **ગુણસમુદ્ર**=હે ગુણનિધિ. **શશાંકકાંતાન્**=ચંદ્ર જેવા કાન્તિવાન્. **ક:**=કોણ. **તે**=તારા. **ક્ષમ:**=શક્તિવાન્. **સુરગુરૂપ્રતિમ:**=દેવોના ગુરૂ બ્રહસ્પતિ જેવો. **અપિ**=પણ. **બુદ્ધ્યા**=જ્ઞાનથી. **કલ્પાન્તકાલ**=પ્રલયકાળ. **પવનઉદ્ધત**=પવનથી ઉછાળા મારી રહેલો. **નક્રચક્રમ્**=મગર અને ગોળ ભમરાઓથી ભરપૂર. **કો વા**=કોણ. **તરીતુમ્**=તરવાને. **અલમ્**=બસ. **અમ્બુનિધિમ્**=દરિઓ. **ભુજાભ્યામ્**=હાથથી.

**ભાવાર્થ—**હે ગુણનિધિ, જેમ પ્રલયકાળના પવનથી ઉછાળા મારી રહેલો, મગર અને ભમરાઓથી ભરપૂર સમુદ્ર તરવાને કોઇ શક્તિમાન્ નથી તેમ આપના અગણિત, ચંદ્ર જેવા ઉજ્જવળ ગુણો વર્ણવવાને બ્રહસ્પતિ પણ અશક્ત છે. ૪

सोऽहं तथापि तव भक्तिवशान्मुनीश
कर्तुं स्तवं विगतशक्तिरपि प्रवृत्तः ।
प्रीत्यात्मवीर्यमविचार्य मृगी मृगेन्द्रं
नाभ्येति किं निजशिशोः परिपालनार्थम् ॥५॥

**અર્થ:—સોઙં**=હું તે છું. **તથાપિ**=તોપણ. **તવ**=તારી. **ભક્તિવશાત**=ભક્તિને વશ થવાથી. **મુનીશ**=મુનીઓમાં પ્રભુ જેવા. **કર્તું**=કરવાને. **સ્તવમ્**=સ્તવન. **વિગતશક્તિઃ**=શક્તિહીન. **અપિ**=પણ. **પ્રવૃત્તઃ**=તૈયાર થએલો. **પ્રીત્યા**=સ્નેહને અર્થે. **આત્મવીર્યમ્**=પોતાનું બળ. **અવિચાર્ય**=વિચાર્યા વિના. **મૃગી**=મૃગલી. **મૃગેંદ્રમ્**=સિંહને. **નાભ્યેતિ**=સામા થતી નથી. **કિમ્**=શું? **નિજશિશોઃ**=પોતાનાં બચ્ચાનું **પરિપાલનાર્થમ્**=રક્ષણાર્થે.

**ભાવાર્થ:—**જેમ પોતાનું બળ વિચાર્યા વિના મૃગલી સ્વબાળના રક્ષણાર્થે સિંહના સામી થાય છે, તેમ હું તેવો છું, તોપણ હે મુનીશ્વર ! આપની ભક્તિ કરવાના ઉભરા આવવાથી, અશક્ત હોવા છતાં, આપનું સ્તવન કરવાને હું તૈયાર થયો છું. ૫

अल्पश्रुतं श्रुतवतां परिहासधाम
त्वद्भक्तिरेव मुखरीकुरुते बलान्माम् ।

यत्कोकिलः किल मधौ मधुरं विरौति
तच्चारुचाम्रकलिकानिकरैकहेतुः ॥ ६ ॥

**અર્થ**—**અલ્પશ્રુતમ્**=થોડું જાણનાર. **શ્રુતવતામ્**=જ્ઞાનીઓનું **પરિહાસધામ**=હાસ્યપાત્ર. **ત્વદ્‌ભક્તિઃ**=તમારી ભક્તિ. **એવ**=માત્ર. **મુખરી**=વાચાળ. **કુરૂતે**=કરે છે. **બલાત્**=બળાત્કારથી. **મામ્**=મને **યદ્**=જેમ. **કોકિલઃ**=કોયલ. **કિલ**=ખચીત **મધૌ**=વસંતઋતુમાં. **મધુરમ્**=મધુરૂં. **વિરૌતિ**=ઉચ્ચારે છે. **તદ્**=તેવી રીતે. **ચારૂ**=સુંદર. **ચામ્ર**=આંબો. **કલિકા**=કળી **નિકર**=જથ્થો. **એક હેતુઃ**=એક કારણથી.

**ભાવાર્થ**—હે જીનેંદ્ર પ્રભુ, હું અજ્ઞાન અને જ્ઞાનીઓનું હાસ્યપાત્ર છું, છતાં જેમ વસંતઋતુમાં આંબાના મ્હોરના પ્રભાવથી કોયલ મીઠા શબ્દો ઉચ્ચારે છે, તેમ આપની ભક્તિ જ મને બળાત્કારથી બોલાવે છે. ૬

त्वत्संस्तवेन भवसंतति सन्निबद्धं
पापं क्षणात् क्षयमुपैति शरीरभाजाम् ।
आक्रान्तलोकमलिनीलमशेषमाशु
सूर्यांशुभिन्नमिव शार्वरमंधकारम् ॥ ७ ॥

**અર્થ**—**ત્વત્સંસ્તવેન**=તારા સ્તવનથી **ભવસંતતિ**=જન્મમરણ **સન્નિબદ્ધમ્**=એકઠાં થએલાં **પાપમ્**=પાપ **ક્ષણાત**=ક્ષણથી **ક્ષયમુપૈતિ**=નાશ પામે છે **શરીરભાજામ્**=મનુષ્યોનાં **આક્રાન્ત**=થરૂ થએલા **લોકમ્**=લોક **અલિનીલમ્**=ભમરા જેવું કાળું **અશેષમ્**=

સંપૂર્ણ **આશુ**=જલદી **સૂર્યાંશુ**=સૂર્યનાં કિરણો **ભિન્નમ્**=છૂટાં છૂટાં ઇવ=જેમ **શાર્વરં**=રાત્રિનું **અંધકારમ્**=અંધારૂં.

**ભાવાર્થ**—રાત્રિનું ભ્રમર જેવું કાળું અંધારૂં સૂર્યના પ્રકાશથી જેમ તત્કાળ નાશ પામે છે, તેમ આપની સ્તુતિથી શરૂઆતથી મનુષ્યોનાં જન્મપરંપરાનાં પાપો ક્ષણમાત્રમાં નાશ પામે છે. ૭

**मत्वेति नाथ तव संस्तवनं मयेद–**
**मारभ्यते तनुधियापि तव प्रभावात्।**
**चेतो हरिष्यति सतां नलिनीदलेषु**
**मुक्ताफलद्युतिमुपैति ननूदबिन्दुः ॥ ८ ॥**

**અર્થ**—મત્વા=સમજીને ઇતિ=એમ **નાથ**=હે રક્ષણકર્તા **તવ**=તારૂં **સંસ્તવનમ્**=સ્તવન **મયા**=મારાથી **ઇદમ્**=આ **આરભ્યતે**=શરૂ થાય છે. **તનુધિયાપિ**=થોડી બુદ્ધિવાળાથી પણ **તવ**=તારા **પ્રભાવાત્**=પ્રભાવથી **ચેતઃ**=ચિત્ત **હરિષ્યતિ**=હરી લેશે **સતામ્**=સત્પુરૂષોનાં **નલિનીદલેષુ**=કમળપત્રમાં **મુક્તાફલ**=મોતી **દ્યુતિમ્**-તેજ **ઉપૈતિ**=મેળવે છે. **નનુ**=નક્કી **ઉદબિન્દુઃ**=પાણીનું ટીપું. ૮

**ભાવાર્થ**—આવું સમજીને હે નાથ, જેમ કમળપત્રમાં પડેલું જળબિન્દુ મોતીના જેવું પ્રકાશિત થાય છે, તેમ હું અલ્પ બુદ્ધિવાળો આપની સ્તુતિ કરૂં છું, તે આપના પ્રભાવથી સત્પુરૂષોને ગમશે. ૮

**आस्तां तव स्तवनमस्तसमस्तदोषं**
**त्वत्संकथापि जगतां दुरितानि हन्ति।**

दूरे सहस्रकिरणः कुरुते प्रभैव
पद्माकरेषु जलजानि विकाशभाञ्जि ॥ ९ ॥

**અર્થ**—**આસ્તામ્**=મચી રહેનારના **તવ**=તારૂં **સ્તવનમ્**=સ્તોત્ર **અસ્તસમસ્તદોષમ્**=સર્વ પાપ નાશ પામે છે. **ત્વત્સંકથાપિ**=તારી વાતો પણ **જગતામ્**=જગતનાં **દુરિતાનિ**=દુષ્ટ કર્મો **હન્તિ**=હણે છે. **દૂરે**=દૂર રહી **સહસ્રકિરણઃ**=સૂર્ય **કરૂતે**=કરે છે. **પ્રભાએવ**=પ્રકાશજ **પદ્માકરેષુ**=સરોવરોમાં **જલજાનિ**=કમળો **વિકાશભાંજિ**=પ્રફુલ્લતાવાળા.

**ભાવાર્થ**—જેમ દૂર રહીને સૂર્ય પ્રકાશ આપે છે તેથી સરોવરોમાં રહેલાં કમળો પ્રફુલ્લિત થાય છે. તેમ તમારી સ્તુતિથી ભક્તોનાં અને તમારી કથાથી પણ સર્વ જગતનાં પાપનો નાશ થાય છે. ૯

नात्यद्भुतं भुवनभूषणभूतनाथ
भूतैर्गुणैर्भुवि भवन्तमभिष्टुवन्तः ।
तुल्या भवन्ति भवतो ननु तेन किं वा
भूत्याश्रितं य इह नात्मसमं करोति ॥१०॥

**અર્થ**—**ન**=નહિ **અતિ** **અદ્ભૂતમ્**=આશ્ચર્યકારક **ભુવનભૂષણ**=ત્રણે લોકના આભૂષણ **ભૂતનાથ**=પ્રાણીઓના નાથ. **ભૂતગુણૈઃ**=નિર્માણ થએલા ગુણોથી **ભુવિ**=દુનિયામાં **ભવન્તમ્**=તમે **અભિષ્ટુવન્તઃ**=અભિષિત થએલા **તુલ્યા**=સમાન **ભવન્તિ**=થાય છે. **ભવતો**=તમારી **નનુ**=નક્કી **તેન**=તેનાથી **કિંવા**=કોણ **ભૂત્યા**-

શ્રિતં=આશ્રય લેવાથી યઃ=જે ઇહ=અહીંઆ ન=નહિ આત્મસમમ્=પોતાના જેવો કરોતિ=કરે છે.

**ભાવાર્થ:**—હે જગતના નાથ, હે જગતના આભૂષણ! આપના સત્યગુણોથી જગતમાં આપની સ્તુતિ કરનાર આપના સમાન થાય છે, તેમાં આશ્ચર્ય નથી, કારણકે શ્રીમન્ત પુરૂષ પોતાનો આશ્રય લેનાર મનુષ્યને પૈસાદાર કરે છેજ. ૧૦

**दृष्ट्वा भवन्तमनिमेषविलोकनीयं**
**नान्यत्र तोषमुपयाति जनस्य चक्षुः ।**
**पीत्वा पयः शशिकरद्युतिदुग्धसिन्धोः**
**क्षारं जलं जलनिधेरशितुं क इच्छेत् ॥ ११ ॥**

**અર્થ**—દૃષ્ટ્વા=દેખીને ભવન્તમ=તમને અનિમેષ=અચળ વિલોકનીયમ્=જોવાલાયક ન=નહિ અન્યત્ર=બીજે ઠેકાણે તોષમ્=સંતોષ ઉપયાતિ=પામે છે. જનસ્ય=મનુષ્યનાં ચક્ષુઃ=આંખ પીત્વા=પીવાથી પયઃ=દુધ શશિકર=ચંદ્રનાં કિરણ દ્યુતિ=તેજ દુગ્ધસિંધોઃ=ક્ષીરસાગરનું ક્ષારમ્=ખારૂં જલમ્=પાણી જલનિધેઃ=સમુદ્રનું અશિતુમ=ડકાવવા, પીવા. કઃ=કોણ ઇચ્છેત્=ઇચ્છે.

**ભાવાર્થ**—જેમ ક્ષીરસાગરનું ચંદ્ર જેવું ઉજવળ દુધ પીધા પછી સમુદ્રનું ખારૂં પાણી પીવા કોઇ ઈચ્છતું નથી, તેમ એકી નજરે જોવાલાયક આપને નિરખ્યા પછી મનુષ્યનાં ચક્ષુ બીજે કોઇ ઠેકાણે ઠરતાં નથી. ૧૧

**यैः शांतरागरुचिभिः परमाणुभिस्त्वं**
**निर्मापितस्त्रिभुवनैक ललामभूत ।**

**तावन्त एव खलु तेऽप्यणवः पृथिव्यां**
**यत्ते समानमपरं न हि रूपमस्ति ॥१२॥**

**અર્થ**—**યૈઃ**=જેઓથી **શાંતરાગરૂચિભિઃ**=નવમા શાંત નામના રસની છાયાવાળા (થી) **પરમાણુભિઃ**=અતિ સુક્ષ્મ પદાર્થોથી **ત્વમ્**=તમે **નિર્માપિતઃ**=નિર્માયલો **ત્રિભુવન**=ત્રણે લોક **એક**=એક **લલામ**=સુંદર **ભૂત**=થએલા **તાવન્ત એવ**=તેટલાજ **ખલુ**=નક્કી **તે**=તેઓ **અપિ**=વળી **અણુવઃ**=પરમાણુઓ **પૃથિવ્યાં** પૃથ્વીમાં **યદ્**=તેથી **તે**=તારા **સમાનમ્**=સમાન **અપરમ્**=બીજું **ન**=નહિ **હિ**=ખરેખર **રૂપમ્**=રૂપ **અસ્તિ**=છે.

**ભાવાર્થ**--પૃથ્વીમાં જેટલા શાંત રસની છાયાવાળા પરમાણુઓ છે, તે સઘળાથી આપ નિર્માયલા છો; તેથી ત્રણે ભુવનમાં આપ સૌથી સુંદર છો, અને આપના જેવું સ્વરૂપ કોઇ બીજાનું નથી. ૧૨

**वक्त्रं क्व ते सुरनरोरगनेत्रहारि**
**निःशेष निर्जित जगत्त्रितयोपमानम् ।**
**बिम्बं कलङ्कमलिनं क्व निशाकरस्य**
**यद्वासरे भवति पाण्डुपलाशकल्पम् ॥१३॥**

**અર્થ**—**વક્ત્રમ્**=ચહેરો **ક્વ**=ક્યાં **તે**=તારો **સુર**=દેવો **નર**=મનુષ્ય **ઉરગ**=નાગ **નેત્ર**=આંખ **હારિ**=હરણ કરનાર **નિઃશેષ**=સંપૂર્ણ **નિર્જિત**=ન જીતાયલો **જગત્ત્રિતયોપમાનમ્**=ત્રણે લોકમાંની ઉપમાલાયક વસ્તુઓ **બિમ્બમ્**=બિમ્બ **કલંકમલિ-**

**નમ્**=ડાઘાવાળું **કવ**=ક્યાં **નિશાકરસ્ય**=ચંદ્રનું **યદ્**=જે **વાસરે**=દિવસે **ભવતિ**=થાય છે. **પાણ્ડુ**=સફેદ **પલાશ કલ્પમ્**=પલાશ જેવું.

**ભાવાર્થ**—ત્રણે લોકમાંની ઉપમા આપવા લાયક વસ્તુઓથી ચઢીઆતું, દેવો, મનુષ્યો અને નાગલોકના (સ્વર્ગ મૃત્યુ અને પાતાળના લોકના) નેત્રો ચકિત કરી નાંખનારૂં આપનું મુખ, ડાઘાવાળા, દિવસે સફેત ખાખરાના પાંદડા જેવા થઇ જતા ચંદ્રથી ઘણુંજ ચઢીઆતું છે. ૧૩

**संपूर्णमंडलशशाङ्ककलाकलाप**
**शुभ्रा गुणास्त्रिभुवनं तव लङ्घयन्ति।**
**ये संश्रितास्त्रिजगदीश्वरनाथमेकं**
**कस्तान्निवारयति संचरतो यथेष्टम् ॥ १४ ॥**

**અર્થ**—**સંપૂર્ણ**=પૂરેપુરૂં **મંડલ**=બિમ્બ **શશાંક**=ચંદ્ર **કલા**=કલા. **કલાપ**=સંગ્રહ **શુભ્રાઃ**=ચળકતા **ગુણાઃ**=ગુણો **ત્રિભુવનં**=ત્રણે લોકમાં **તવ**=તારા **લંઘયન્તિ**=ઉલંઘી જાય છે. **યે**=જે **સંશ્રિતાઃ**=આશ્રય કરીને રહેલા **ત્રિજગદીશ્વર નાથમ્**=ત્રણે જગતના રક્ષણ કર્તા રાજા. **એકમ્**=એક **કઃ**=કોણ **તાન્**=તેમને **નિવારયતિ**=અટકાવે છે **સંચરતઃ**=ફરતા **યથેષ્ટમ્**=ઇચ્છા મુજબ.

**ભાવાર્થ**—પૂર્ણિમાના ચંદ્ર જેવી કાન્તિવાળા તમારા ગુણો ત્રણે ભુવનમાં શોભે છે. તે ગુણો તમારો આશ્રય કરી રહેલા છે. માટે તેમને ઇચ્છા મુજબ વર્તતાં કોઇ અટકાવી શકે તેમ નથી. ૧૪

**चित्रं किमत्र यदि ते त्रिदशाङ्गनाभि-**
**र्नीतं मनागपि मनो न विकारमार्गम्।**

कल्पान्तकालमरुता चलिताचलेन
किं मन्दराद्रिशिखरं चलितं कदाचित् ॥१५॥

**અર્થ**:—ચિત્રમ્=આશ્ચર્ય. કિમ્=શું અત્ર=આમાં. યદિ=જો. તે=તારા. ત્રિદશાંગનાભિઃ—દેવાંગનાઓથી. નીતમ્=લઇ ગએલું. મનાગપિ=જરા પણ. મનઃ=મન. ન=નહિ. વિકારમાર્ગમ્=વિકારના રસ્તે. કલ્પાન્તકાલમરૂતા=પ્રલયકાળના પવનથી. ચલિત=ડોલાયમાન થએલું. અચલેન=પર્વતથી. કિમ્=શું. મન્દરાદ્રિ=મેરૂપર્વત. શિખરં=શિખર. ચલિતમ્=ચલાયમાન થએલું. કદાચિત=કોઇ વખત.

**ભાવાર્થ**:—જેમ પ્રલયકાળના પવનથી અન્ય પર્વતો ડોલે છે, પણ મેરૂપર્વત ડોલતો નથી; તેમ આપના મનમાં દેવાંગનાઓ વિકાર લાવી શકતી નથી. એમાં શું આશ્ચર્ય છે ? ૧૫

निर्धूमवर्तिरपवर्जिततैलपूरः
कृत्स्नं जगत्त्रयमिदं प्रकटीकरोषि।
गम्यो न जातु मरुतां चलिताचलानां
दीपोऽपरस्त्वमसि नाथ जगत्प्रकाशः ॥ १६ ॥

**અર્થ**:—નિર્ધૂમ=ધુમાડા વિનાની. વર્તિઃ=દીવેટ. અપવર્જિત=કાલે નહિ તેવો. તૈલપૂરઃ=તેલથી ભરપૂર. કૃત્સ્નં=ફેલાવનાર. જગત્ત્રયમ્=ત્રણે લોકને. ઇદમ્=આ પ્રકટી=સ્પષ્ટ. કરોષિ=કરે છે. ગમ્યઃ=જઇ શકાય તેવો. ન=નહિ. જાતુ=ગમે તે રીતે. મરૂતામ=પવનનો. ચલિતાચલાનામ્=પર્વતો ડોલાવી નાખે તેવાનો.

દીપઃ=દીવો. અપરઃ=જુદો. ત્વમસિ=તું છે. નાથ=હે નાથ. જગત્ પ્રકાશઃ=જગતને પ્રકાશ આપનાર.

ભાવાર્થ—હે નાથ ! આપ ધુમાડા વિનાની દીવેટવાળા, સ્થિર પ્રકાશ આપનાર, તેલથી ભરપૂર, પર્વત ડોલાવી નાંખે તેવા પવનથી ગમે તે રીતે પાસે ન જઈ શકાય તેવા, જગત્માં પ્રકાશતા, જુદી જાતના દીવા છો. આપ પ્રકાશ ફેલાવો છો અને ત્રણ લોકને સ્પષ્ટ કરો છો. ૧૬

**नास्तं कदाचिदुपयासि न राहुगम्यः**
**स्पष्टीकरोषि सहसा युगपज्जगन्ति ।**
**नाम्भोधरोदरनिरुद्धमहाप्रभावः**
**सूर्यातिशायि महिमासि मुनींद्र लोके ॥१७॥**

અર્થઃ—ન=નહિ અસ્તમ્=અસ્ત. કદાચિત્=કોઈ વખત. ઉપયાસિ=પહોંચે છે. ન રાહુગમ્યઃ=રાહુ જેની પાસે આવી શકતો નથી તે. સ્પષ્ટી=ખુલ્લાં કરોષિ=કરેછે. સહસા=એકદમ. યુગપદ્=એકી વારે. જગન્તિ=ત્રણે જગત. ન=નહિ. અમ્ભોધર=વાદળ. ઉદર=પેટ. નિરૂદ્ધ=અવરોધ કરાયેલો. મહાપ્રભાવઃ=ઘણા મહિમાવાન. સૂર્યાતિશાયિ=સૂર્યથી ચઢીઆતો. મહિમાસિ=પ્રભાવવાળો છે. મુનીંદ્ર=હે મુનિઓમાં શ્રેષ્ટ. લોકે=લોકમાં.

ભાવાર્થઃ—હે મુનીંદ્ર, આપ જગત્માં સૂર્ય કરતાં પણ વધારે પ્રકાશમાન છો; આપ અસ્ત પામતા નથી, આપને રાહુ મળી શકતો નથી, આપ ત્રણે જગતને એકીવારે પ્રકાશ આપો છો, અને આપને વાદળ ઢાંકી શકતું નથી. ૧૭

नित्योदयं दलितमोहमहान्धकारं
गम्यं न राहुवदनस्य न वारिदानम् ।
विभ्राजते तव मुखाब्जमनल्पकान्ति
विद्योतयज्जगदपूर्वशशाङ्कबिम्बम् ॥ १८ ॥

**અર્થ:**— **નિત્યોદયં**=જેનો હમેશાં ઉદય રહે છે તે. **દલિત-મોહ**=વધેલો મોહ. **મહ**=નાશ. **અન્ધકારમ્**=અંધારૂં. **ગમ્યમ્**=જઇ શકે તે. **ન**=નહિ. **રાહુવદનસ્ય**=રાહુના મુખનો. **ન**=નહિ. **વારિદાનમ્**=વરસાદને **વિભ્રાજતે**=પ્રકાશેછે. **તવ**=તારૂં. **મુખાબ્જમ્**=મુખ કમળ. **અનલ્પ**=ઘણી. **કાંતિ**=સુંદરતા. **વિદ્યોતયત્**=પ્રકાશ આપે છે. **જગદપૂર્વ**=જગતમાં પહેલાં નહિ હતા તેવા. **શશાંકબિમ્બમ્**=ચંદ્રપ્રતિબિમ્બ.

**ભાવાર્થ:**—લોકમાં આપનું મુખ કમળ પૂર્ણિમાના ચંદ્ર સમાન શોભી રહ્યું છે. તેનો હમેશાં ઉદયજ છે. તે મોહરૂપી અંધકારનો નાશ કરે છે. રાહુનું ડોકું તેની પાસે આવી શકતું નથી અને તેની કાંતિ કદિ પણ ઓછી થતી નથી. ૧૮

किं शर्वरीषु शशिनाह्नि विवस्वता वा
युष्मन्मुखेंदु दलितेषु तमस्सु नाथ ।
निष्पन्नशालि वनशालिनि जविलोके
कार्यं कियज्जलधरैर्जलभारनम्रैः ॥ १९ ॥

**અર્થ**—**કિં**=શું **શર્વરીષુ**=રાત્રિએ **શશિના**=ચંદ્રથી **અન્હિ**=દિવસે **વિવસ્વતા**=સૂર્યથી **વા**=અથવા **યુષ્મન્મુખેંદુ**=આપના મુખરૂપી ચંદ્ર **દલિતેષુ તમસ્સુ**=અંધકાર હરી લે છે ત્યારે **નાથ**=હે નાથ. **નિષ્પન્ન**=પાકેલી **શાલિ**=ડાંગર **વનશાલિનિ**=જેને પાણી પુરૂં પાડવામાં આવે છે તે. **જીવલોકે**=મનુષ્ય લોકમાં **કાર્યં**=કામ **કિયત્**=શું. **જલધરૈઃ**=વાદળોથી **જલભારનમ્રૈઃ**=પાણીના વજનથી લચી જતા.

**ભાવાર્થ**=હે નાથ, જેમ મનુષ્ય લોકમાં પાણી પાઇને, ડાંગર પકવ્યા પછી પાણીથી ભરપૂર વાદળનું કાંઇ પણ કામ રહેતું નથી; તેમ આપના મુખરૂપી ચંદ્રથી અંધકારનો નાશ થાય છે ત્યારે રાત્રે ચંદ્રની અને દિવસે સૂર્યની શી જરૂર છે ? ૧૯

**ज्ञानं यथा त्वयि विभाति कृतावकाशं**
**नैवं तथा हरिहरादिषु नायकेषु ।**
**तेजः स्फुरन्मणिषु याति यथा महत्त्वं**
**नैवं तु काचशकले किरणाकुलेऽपि ॥२०॥**

**અર્થઃ**—**જ્ઞાનં**=જ્ઞાન. **યથા**=જેમ. **ત્વયિ**=તારામાં. **વિભાતિ**=શોભે છે. **કૃતાવકાશં**=રહેઠાણ કરીને; સંપૂર્ણ **નૈવં**=તેવું નહિ **તથા**=તેવું **હરિહરાદિષુ**=શિવ, વિષ્ણુ વિગેરેમાં **નાયકેષુ**=દેવોમાં **તેજઃ**=તેજ **સ્ફુરન્**=ઝળહળતી **મણિષુ**=મણિઓમાં **યાતિ**=જાય છે. **યથા**=જેમ **મહત્ત્વમ્**=મોટાઇ ( પ્રભાવ ) **નૈવં**=તેવું નહિ. **તુ**=પણ **કાચશકલે**=કાચના કકડામાં **કિરણાકુલે**=કિરણથી (સૂર્યનાં) ભરપૂર થઇ ગએલામાં **અપિ**=પણ.

ભાવાર્થ:—જેમ તેજથી ઝળહળતા મણી જેવું તેજ તડકામાં મૂકેલા કાચના કકડામાં પણ હોતું નથી, તેમ આપનો આશ્રય કરી રહેલું જ્ઞાન આપનામાં શોભે તેવું શિવ, વિષ્ણુ વિગેરે દેવોમાં શોભતું નથી. ૨૦

**मन्ये वरं हरिहरादय एव दृष्टा**
**दृष्टेषु येषु हृदयं त्वयि तोषमेति ।**
**किं वीक्षितेन भवता भुवि येन नान्यः**
**कश्चिन्मनो हरति नाथ भवान्तरेऽपि ॥२१॥**

અર્થ:—મન્યે=ધારૂં છું વરં=સારૂં હરિહરાદય:=શિવ, વિષ્ણુ વિગેરે એવ=જ દૃષ્ટા:=દેખાયા દૃષ્ટેષુ યેષુ=જેમને જોવાથી હૃદયં=મન ત્વયિ=તારામાં તોષમેતિ=સંતોષ પામે છે. કિં=શું વીક્ષિતેન=જોવાથી ભવતા=તમારાથી ભુવિ=દુનીઆમાં યેન=જેનાથી નાન્ય:=બીજો નહિ કશ્ચિત્=કોણ મન:=મન હરતિ=હરિ લે છે. નાથ=હે નાથ ભવાન્તરેઽપિ=બીજા ભવમાં પણ.

ભાવાર્થ=હે પ્રભુ, શિવ, વિષ્ણુ વિગેરેને જાણ્યા તે સારૂં થયું. તેમને જાણ્યા પછી અન્ય ભવમાં પણ આ દુનીઆમાં બીજો કોઇ મન હરિ શકે તેમ છે નહિ. ૨૧

**स्त्रीणां शतानि शतशो जनयन्ति पुत्रा-**
**न्नान्या सुतं त्वदुपमं जननी प्रसूता ।**
**सर्वा दिशो दधति भानि सहस्ररश्मिं**
**प्राच्येव दिग्जनयति स्फुरदंशुजालम् ॥२२॥**

**અર્થ**:—**સ્ત્રીણામ્**=સ્ત્રીઓના **શતાનિ**=સેંકડો **શતશઃ**=સેંકડોની સંખ્યામાં **જનયન્તિ**=જન્મ આપે છે. **પુત્રાન્**=પુત્રોને **ન**=નહિ **અન્યા**=બીજી **સુતં**=પુત્ર **ત્વદુપમં**=તારા જેવો **જનની**=માતા **પ્રસૂતા**=જન્મ આપનારી **સર્વા દિશઃ**=બધી દિશાઓ **દધતિ**=ધારણ કરે છે. **ભાનિ**=નક્ષત્ર **સહસ્રરશ્મિં**=સૂર્ય **પ્રાચ્યિ**=પૂર્વ **એવ**=જ **દિક્**=દિશા **જનયતિ**=જન્મ આપે છે. **સ્ફુરત્**=ઝગહળતાં **અંશુજાલમ્**=કિરણોનો સમૂહ.

**ભાવાર્થ**:—જેમ સર્વે દિશાઓમાં તારાઓ હોય છે, પણ ઝગહળતો સૂર્ય તો પૂર્વ દિશામાંજ ઉગે છે; તેમ સેંકડો. સ્ત્રીઓ, સેંકડો પુત્રોને જન્મ આપે છે, પણ આપની માતા સિવાય બીજી કોઇ સ્ત્રી આપના જેવા પુત્રને જન્મ આપી શકતી નથી. ૨૨

**त्वामामनन्ति मुनयः परमं पुमांस-**
**मादित्यवर्णममलं तमसः पुरस्तात् ।**
**त्वामेव सम्यगुपलभ्य जयन्ति मृत्युं**
**नान्यः शिवः शिवपदस्य मुनींद्र पन्थाः ॥२३॥**

**અર્થ**:—**ત્વામ્**=તમને **આમનન્તિ**=ગણેછે. **મુનયઃ**=મુનીઓ **પરમમ્**=મહાન્ **પુમાંસમ્**=પુરૂષ. **આદિત્યવર્ણમ્**=સૂર્ય સમાન્ તેજસ્વી. **અમલં**=નિર્મળ. **તમસઃ પુરસ્તાત્**=અંધકાર આગળ. **ત્વામ્**=તમને. **એવ**=જ. **સમ્યક્**=સારી રીતે **ઉપલભ્ય**=પામીને **જયન્તિ**=જીતે છે. **મૃત્યું**=મરણ. **ન**=નહિ. **અન્યઃ**=બીજો. **શિવઃ**=કલ્યાણકારી. **શિવપદસ્ય**=મુક્તિપદનો. **મુનીંદ્ર**=મુનીઓમાં શ્રેષ્ટ **પન્થાઃ**=માર્ગ.

**ભાવાર્થ**:—મુનીઓ આપને મહા પુરૂષ અને અંધકાર આગળ નિર્મળ સૂર્ય સમાન તેજસ્વી માને છે. આપને રૂડે પ્રકારે જાણવાથી તેઓના જન્મ મરણના ફેરા ટળે છે. હે મુનીંદ્ર, મોક્ષનો બીજો કલ્યાણકારી માર્ગ નથી. ૨૩.

**त्वामव्ययं विभुमचिन्त्यमसंख्यमाद्यं**
**ब्रह्माणमीश्वरमनंतमनङ्गकेतुम् ।**
**योगीश्वरं विदितयोगमनेकमेकं**
**ज्ञानस्वरूपममलं प्रवदन्ति सन्तः ॥२४॥**

**અર્થ**:—ત્વામ્=તમને. **અવ્યયમ્**=ક્ષય વિનાના. **વિભુમ્**=પ્રભુ. **અચિન્ત્યમ**=સમજી ન શકાય તેવા. **અસંખ્યં**=ગણી ન શકાય (તેટલા ગુણવાળા.) **આદ્યં**=પ્રથમ. **બ્રહ્માણમ્**=બ્રહ્મન્. અ-પરંજ્યોતિ. **ઈશ્વરં**=સત્તાવાન. **અનંતં**=છેડા વિનાના **અનંગ**=કામદેવ. **કેતુમ્**=પુંછડીઓ તારો. **યોગીશ્વરમ્**=યોગીશ્વર. **વિદિત-યોગમ્**=યોગને જાણનાર. **અનેકમ્**=અનેક. **એકમ્**=એક. **જ્ઞાન-સ્વરૂપમ્**=જ્ઞાનની મૂર્તિ. **અમલં**=નિર્મળ. **પ્રવદન્તિ**=સમજાવે છે. **સન્તઃ**=સત્પુરૂષો.

**ભાવાર્થ**:—સન્ત પુરૂષો આપને અવ્યય, વિભુ, અચિન્ત્ય, અસંખ્ય, આદ્ય, બ્રહ્મન્, ઇશ્વર, અનંત, અનંગ કેતુ (કામદેવનો નાશ કરનાર કેતુ), વિદિતયોગ (યોગ જાણનાર) યોગીશ્વર, અનેક, એક જ્ઞાન સ્વરૂપ, અમલ, વિગેરે ઉપનામો આપે છે. ૨૪

**बुद्धस्त्वमेव विबुधार्चित बुद्धिबोधा-**
**त्त्वं शंकरोऽसि भुवनत्रयशंकरत्वात् ।**

**धातासि धीर शिवमार्गविधेर्विधाना-**
**द्व्यक्तं त्वमेव भगवन्पुरुषोत्तमोऽसि ॥ २५ ॥**

**અર્થ:**—**બુદ્ધઃ**=જ્ઞાનવાન્. **ત્વમેવ**=તુંજ. **વિબુધાર્ચિત**=દેવોથી પુજાયલો. **બુદ્ધિ બોધાત્**-જ્ઞાનોપદેશ આપવાથી. **ત્વં**=તું. **શંકરોઽસિ**=શંકર છે. **ભુવનત્રય**=ત્રણે ભુવન. **શંકરત્વાત્**=કલ્યાણકરવાથી. **ધાતા અસિ**=તું ઉત્પન્ન કર્તા છે. **ધીર**=ધીરજવાન. **શિવમાર્ગવિધેઃ**=કલ્યાણકારી માર્ગની વિધિના. **વિધાનાત**=સાધન (જાણવા)થી. **વ્યક્તં**=ડાહ્યો. **ત્વમેવ**=તુંજ. **ભગવન્**=હે ભગવાન્. **પુરૂષોત્તમઃ**=પુરૂષોમાં ઉત્તમ. **અસિ**=તું છે.

**ભાવાર્થ:**—હે દેવોથી પૂજાયલા પ્રભુ, જ્ઞાનનો ઉપદેશ આપવાથી આપ "બુદ્ધ" છો, ત્રણે ભુવનનું કલ્યાણ કરવાથી આપ "શંકર" છો, અને મોક્ષ પહોંચવાના સાધન રૂપ હોવાથી આપ "બ્રહ્મા" છો. હે પ્રભુ! આપજ ડાહ્યા છો, આપજ "પુરૂષોત્તમ" છો. ૨૫

**तुभ्यं नमस्त्रिभुवनार्तिहराय नाथ**
**तुभ्यं नमः क्षितितलामलभूषणाय ।**
**तुभ्यं नमस्त्रिजगतः परमेश्वराय**
**तुभ्यं नमो जिन भवोदधिशोषणाय ॥२६॥**

**અર્થ:**—**તુભ્યં નમઃ**=તમને નમસ્કાર. **ત્રિભુવન**=ત્રણે લોકની. **આર્તિ**=દુઃખ. **હરાય**=હરી લેનારને. **નાથ**=હે નાથ. ***ક્ષિતિતલ**=

* કેટલાક અનુવાદકો ક્ષિતિતલ=પૃથ્વીની નીચેનું નર્ક અને અમલ=સ્વર્ગ અર્થ કરેછે, તે કરતાં ક્ષિતિતલ=ક્ષિતિનું અર્થાત્ ત્રણે ભુવનનું તળીયું અર્થ લેવો ઠીક લાગે છે. વાંચકે અનુકૂળ અર્થ લેવો.

દુનીઆના તળીઆપર. (ત્રણે લોકમાં), અમલ=નિર્મળ. ભૂષણાય=આભૂષણને ત્રિજગતઃ=ત્રણે જગતના. પરમેશ્વરાય=પરમેશ્વરને. જિન=હે જીનેશ્વર. ભવોદધિ=સંસાર સાગર. શોષણાય=સુકવનારને.

ભાવાર્થઃ—ત્રણે લોકનાં દુઃખ હરનાર, ત્રણે લોકપરના નિર્મળ અલંકાર, ત્રણે જગતના પરમેશ્વર, જીનેશ્વર આપને હમારા નમસ્કાર હોજો. ૨૬

**को विस्मयोऽत्र यदि नामगुणैरशेषै-**
**स्त्वं संश्रितो निरवकाशतया मुनीश ।**
**दोषैरुपात्तविविधाश्रयजातगर्वैः**
**स्वप्नान्तरेऽपि न कदाचिदपीक्षितोसि ॥२७॥**

અર્થઃ—કઃ=શું. વિસ્મયઃ=આશ્ચર્ય. અત્ર=આમાં. યદિ=જ્યારે. નામ=નામ. ગુણૈઃ=ગુણોથી. અશેષૈઃ=સંપૂર્ણથી. ત્વં=તું. સંશ્રિતઃ=આશ્રય કરેલો નિરવકાશતયા=નિરંતર રહેવાથી. મુનીશ=મુનીઓમાં ઉત્તમ. દોષૈઃ=દોષોથી. ઉપાત્ત=ગ્રહણ કરેલા. વિવિધ=જુદા જુદા. આશ્રય=શરણ. જાતગર્વૈઃ=જેનામાં ગર્વ ઉત્પન્ન થયો છે તેવાથી. સ્વપ્નાંતરે અપિ=સ્વપ્ને પણ. ન=નહિ કદાચિદપિ=કોઈ દિવસ પણ ઇક્ષિતઃ=દેખાયલો. અસિ=તું છે.

ભાવાર્થઃ—હે મુનીશ, જુદા જુદા ઠેકાણે આશ્રય લેવાથી ગર્વિત થએલા દોષો આપને જોઇ શક્યા નથી, ( આપનામાં આવ્યા નથી ) તેથી સર્વ ગુણો આપનામાં સંપૂર્ણ રીતે આશ્રય કરીને રહે, તેમાં આશ્ચર્ય નથી. ૨૭

उच्चैरशोकतरुसंश्रितमुन्मयूख-
माभाति रूपममलं भवतो नितान्तम् ।
स्पष्टोल्लसत्किरणमस्ततमो वितानं
बिम्बं रवेरिव पयोधरपार्श्ववर्ति ॥ २८ ॥

**અર્થ**:—**ઉચ્ચૈઃ**=ઉંચા. **અશોક તરૂ**=અશોક વૃક્ષ **સંશ્રિતમ્**=આશ્રય કરેલો. **ઉન્મયૂખમ્**=ઉંચા કિરણુવાળું. **આભાતિ**=શોભે છે. **રૂપમ્**=સ્વરૂપ. **અમલં**=નિર્મળ. **ભવતઃ**=આપનું. **નિતાન્તમ્**=અત્યન્ત. **સ્પષ્ટ**=સ્વચ્છ. **ઉલ્લસત્**=ઉંચા જતા. **કિરણમ્**=કિરણુ. **અસ્તતમોવિતાનમ્**=સંગ્રહ થએલા અંધકારનો નાશ થએલો. **બિમ્બં**=બિમ્બ. **રવેઃ**=સૂર્યનું. **ઇવ**=જેવું. **પયોધર**=વાદળ **પાર્શ્વવર્તિ**=પાસે રહેલું.

**ભાવાર્થ**:—જેમ વાદળ પાસે રહી, અંધકારનો નાશ કરી સૂર્ય કિરણોને સ્પષ્ટ પ્રસારે છે, તેમ આપનું રૂપ અશોક વૃક્ષ તળે રહી નિર્મળ, અત્યંત ઉંચા જતાં કિરણો પ્રસારે છે. (પાપરૂપી અંધકારનો નાશ કરીને.) ૨૮

सिंहासने मणिमयूखशिखाविचित्रे
विभ्राजते तव वपुः कनकावदातम् ।
बिम्बं वियद्विलसदंशुलतावितानं
तुंगोदयाद्रिशिरसीव सहस्ररश्मेः ॥ २९ ॥

**અર્થ**:—**સિંહાસને**=સિંહાસનમાં, **મણિમયૂખ**=રત્નનાં કિરણો. **શિખા**=હાર; સમુહ. **વિચિત્રે**=અદ્દભુત. **વિભ્રાજતે**=શોભે છે. **તવ**=તારૂં. **વપુઃ**=શરીર. **કનકાવદાતમ્**=સુવર્ણ જેવું સ્વચ્છ. **બિમ્બં**=પ્રતિબિમ્બ. **વિયત્**=આકાશ. **વિલસત્**=પ્રકાશમાન. **અંશુલતા**=કિરણોનો જથ્થો. **વિતાનં**=સંગ્રહ થએલો. **તુંગોદયાદ્રિશિરસિ**=ઉંચા ઉદયાચળની ટોચપર. **ઈવ**=જેવું. **સહસ્ત્રરશ્મેઃ**=સૂર્યનું.

**ભાવાર્થ**:—ઉંચા ઉદયાચળની ટોચપર આકાશમાં પ્રકાશમાન્ કિરણના સમૂહવડે સૂર્યબિમ્બ જેમ શોભે છે, તેમ રત્નનાં કિરણો વડે અદ્દભુત દેખાતા સિંહાસન પર આપનું હેમવર્ણ શરીર શોભે છે. ૨૯

**कुन्दावदातचलचामरचारुशोभं**
**विभ्राजते तव वपुः कलधौतकान्तम् ।**
**उद्यच्छशाङ्कशुचिनिर्झरवारिधार-**
**मुच्चैस्तटं सुरगिरेरिवशातकौम्भम् ॥ ३० ॥**

**અર્થ**:—**કુન્દ**=મોગરો. **અવદાત**=સ્વચ્છ. **ચલ**=ચલાયમાન. **ચામર**=ચામરીઓ. **ચારૂ**=સુન્દર. **શોભં**=સુશોભિત. **વિભ્રાજતે**=શોભે છે. **તવ**=તારૂં. **વપુઃ**=શરીર. **કલધૌતકાન્તમ્**=સુવર્ણ જેવું કાન્તિમય. **ઉદ્યત્**=ઉગતો. **શશાંક**=ચંદ્ર. **શુચિ**=નિર્મળ. **નિર્ઝર**=ઝરણું. **વારિધારમ્**=પાણીની ધારા. **ઉચ્ચૈઃ**=ઉંચેથી. **તટમ્**=તટ. **સુરગિરેઃ ઈવ**=મેરૂ પર્વતના જેવું. **શાતકૌમ્ભં**=અણીદાર ટોચવાળું.

**ભાવાર્થ**:—જેમ ઉદય પામેલા ચંદ્રના જેવાં નિર્મળ પાણીનાં ઝરણાંથી સુવર્ણમય મેરૂ પર્વતનું ઉંચું શિખર શોભી રહે છે,

તેમ મોગરાના પુષ્પ જેવા સ્વચ્છ, વિંઝાતા ચામરોથી, આપનું હેમવર્ણ શરીર શોભી રહે છે. ૩૦

छत्रत्रयं तव विभाति शशाङ्ककान्त-
मुच्चैः स्थितं स्थगितभानुकरप्रतापम् ।
मुक्ताफलप्रकरजालविवृद्धशोभं
प्रख्यापयत्त्रिजतः परमेश्वरत्वम् ॥ ३१ ॥

**અર્થ**:—**છત્રત્રયં**=ત્રણ છત્રો. **તવ**=તારાં. **વિભાતિ**-શોભે છે. **શશાંકકાન્તમ્**-ચંદ્ર જેવી કાન્તિવાળાં. **ઉચ્ચૈ: સ્થિતં**=ઉંચે રહેલો. **સ્થગિત**=ઢાંકી દીધેલો. **ભાનુકર**=સૂર્ય. **પ્રતાપમ્**=પ્રભાવ. **મુક્તાફલ**=મોતી. **પ્રકર**=સમૂહ. **જાલ**=રચના. **વિવૃદ્ધશોભમ્**=જેની શોભા વધી છે તે. **પ્રખ્યા**=કીર્તિ. **આપયત્**=આપતું. **ત્રિજગતઃ**=ત્રણે લોકનું. **પરમેશ્વરત્વમ્**=પ્રભુપદ.

**ભાવાર્થ**:—તમારાં, સૂર્યના તાપનું નિવારણ કરનાર, ચંદ્ર જેવાં કાન્તિવાન્, મોતીના જથ્થાની રચનાથી શોભાયમાન, ઉંચા રહેલાં ત્રણ છત્રો શોભે છે. ત્રણે જગતમાં આપનું આધિપત્ય સ્થાપે છે. ૩૧

गम्भीरताररवपूरितदिग्विभाग-
स्त्रैलोक्यलोकशुभसंगमभूतिदक्षः ।
सद्धर्मराज जयघोषणघोषकः सन्
खे दुंदुभिर्ध्वनति ते यशसः प्रवादी ॥ ३२ ॥

**અર્થ**:—**ગંભીર**=મોટો. **તાર**=જોરથી. **રવ**=શબ્દ. **પૂરિત**=ભરેલો. **દિક્**=દિશા. **વિભાગઃ**=પ્રદેશ. **ત્રૈલોક્ય લોક**=ત્રણે લોકના **શુભ**=સારો. **સંગમ**=મળવું તે. **ભૂતિ**=આબાદી. **દક્ષઃ**=ચતુર. **સદ્ધર્મરાજ**=સારા ધર્મનો રાજા. **જયઘોષણ**=જય શબ્દ. **ઘોષકઃ**=ધ્વનિ કરનાર. **સન્**=છે તે. **ખે**=આકાશમાં **દુંદુભિઃ**=દેવનું ઢોલ. **ધ્વનતિ**=વાગે છે. **તે**=તારા. **યશસઃ**=યશના. **પ્રવાદી**=કહેનાર.

**ભાવાર્થ**:—મોટા ગંભીર શબ્દોવડે જેણે સઘળા પ્રદેશો પૂરી દીધા છે, ત્રણે જગતના લોકને સત્સમાગમની આબાદી આપવામાં જે નિપુણ છે, અને જે સારા ધર્મના નાયકની જય બોલાવે છે, તે દુંદુભિ આકાશમાં આપની કીર્તિ ફેલાવવા લાગે છે. ૩૨

**मंदारसुंदरनमेरुसुपारिजात–**
**संतानकादिकुसुमोत्करवृष्टिरुद्धा ।**
**गंधोदबिन्दुशुभमन्दमरुत्प्रपाता**
**दिव्या दिवः पतति ते वचसां ततिर्वा ॥३३॥**

**અર્થ**:—**મંદાર**=એક જાતનું ઝાડ. **સુંદર**=સુશોભિત. **નમેરૂ**=એક જાતનું ઝાડ. **સુપારિજાત**=સરસ પારિજાતક. **સંતાનક**=એક જાતનું ઝાડ. **આદિ**=પ્રથમ. **કુસુમ**=ફુલ. **ઉત્કરવૃષ્ટિ**=સરસ રીતે વરસેલા તે. **રૂદ્ધા**=અટકાવેલી. **ગંધ**=સુગંધી. **ઉદબિન્દુ**=પાણીનું ટીપું. **શુભ**=સારૂં. **મન્દ**=ધીમો. **મરૂત્**=પવન. **પ્રપાતા**=વહેતી. **દિવ્યા**=દેવતાઈ. **દિવઃ**=આકાશે. **પતતિ**=પડે છે. **તે**=તારી. **વચસાં**=વાણીની. **તતિઃ**=જથ્થો. **વા**=અથવા.

**ભાવાર્થ**—મંદાર, સુશોભિત નમેરૂ, સરસ પારિજાત, સંતા-

નક ઈત્યાદિ વૃક્ષોનાં ફુલોની જે દેવતાઇ વૃષ્ટિ સુગંધીદાર પાણીના ટીપાથી સરસ મંદ પવનથી વહેતી આકાશમાંથી પડે છે, તે જાણે આપનાં વચનોની હાર પડતી હોય! ૩૩

**शुभ्रप्रभावलयभूरिविभा विभोस्ते**
**लोकत्रयद्युतिमतां द्युतिमाक्षिपन्ती।**
**प्रोद्यद्दिवाकरनिरन्तरभूरिसंख्या**
**दीप्तिर्जयत्यपि निशामपि सोमसौम्याम्॥३४॥**

**અર્થ**:—**શુભ્ર**=ચળકતું. **પ્રભાવલય**=તેજનું મંડળ. **ભૂરિ**=અતિ. **વિભા**=કાન્તિ. **વિભોસ્તે**=પ્રભુ, તારી, **લોકત્રય**=ત્રણે લોક **દ્યુતિમતાં**=કાન્તિવાનની. **દ્યુતિમ**=કાન્તિ. **આક્ષિપન્તી**=પાછી નાખે છે. (ઝાંખી પાડે છે). **પ્રોદ્યત્**=ઉગતો. **દિવાકર**=સૂર્ય. **નિરંતર**=હમેશ. **ભૂરિ**=ઘણી. **સંખ્યા**=સંખ્યા. **દીપ્તિ:**=તેજ. **જયતિ**=જીતે છે. **અપિ**=પણ. **નિશામ્**=રાત્રિ. **અપિ**=પણ. **સોમસૌમ્યામ્**=ચંદ્રમા જેવી શિતળ.

**ભાવાર્થ**:—હે વિભુ, આપની શોભાયમાન પ્રભામંડળવાળી ઘણીજ તેજસ્વી કાન્તિ ત્રણે લોકના કાન્તિવાન પદાર્થોને ઝાંખા પાડે છે. ઉગેલા સૂર્ય જેવી તેજસ્વી હોવા છતાં ચંદ્રના જેવી શિતળતાવાળાં કિરણોથી રાત્રિને પણ જીતે છે. (રાત્રિનો અંધકાર પણ નાશ કરે છે.) ૩૪

**स्वर्गापवर्गगममार्गविमार्गणेष्टः**
**सद्धर्मतत्त्वकथनैकपटुस्त्रिलोक्याम्।**

**दिव्यध्वनिर्भवति ते विशदार्थसर्व-**
**भाषास्वभावपरिणामगुणैः प्रयोज्यः ॥३५॥**

**અર્થ**:—**સ્વર્ગ**=દેવલોક. **અપવર્ગ**=મોક્ષ. **ગમમાર્ગ**=જવાનો રસ્તો. **વિમાર્ગણ**=શોધન. **ઇષ્ટ**:=વહાલું. **સદ્ધર્મ**=સારો ધર્મ. **તત્ત્વ**=તત્ત્વ. **કથન**=કહેવું તે. **એકપટુ**:=એકલોજ હોંશિયાર. **ત્રિલોકયામ્**=ત્રણે લોકમાં. **દિવ્ય**=દેવતાઇ. **ધ્વનિ**:=અવાજ. **ભવતિ**=થાય છે. **તે**=તારા. **વિશદાર્થ**=સ્વચ્છ અને સાર્થ હોવાથી. **સર્વ**=સઘળી **ભાષાસ્વભાવ**=ભાષાઓના ગુણ. **પરિણામગુણૈ**:=છેવટના ગુણોથી. **પ્રયોજ્ય**:=જોડેલો.

**ભાવાર્થ**:—સઘળી ભાષાઓમાંના રસિક શબ્દોવાળો, નિર્મળ ( રાગવાળો ) અર્થવાળો દેવતાઇ અવાજ થાય છે. તે કહે છે કે તમે સ્વર્ગ અને મોક્ષનો માર્ગ બતાવવા માટે ઇષ્ટ અને ત્રણે લોકમાં સત્યધર્મનું તત્વ કહેવામાં એકલાજ પ્રવીણ છો. ૩૫

**उन्निद्रहेमनवपङ्कजपुञ्जकान्ती**
**पर्युल्लसन्नखमयूखशिखाभिरामौ ।**
**पादौ पदानि तव यत्र जिनेंद्र धत्तः**
**पद्मानि तत्र विबुधाः परिकल्पयन्ति ॥ ३६ ॥**

**અર્થ**:—**ઉન્નિદ્ર**=વિકસિત. **હેમ**=સુવર્ણ. **નવપંકજપુંજ**=નવાં કમળનાં ફુલનો જથ્થો. **કાન્તી**=સુન્દરતા. **પર્યુલ્લસન્**=ઉછળતા. **નખમયૂખ**=નખનાં કિરણો. **શિખા**=ઓળ. **અભિરામૌ**=(બે) મનોહર. **પાદૌ**=પગ. **પદાનિ**=પગલાં. **તવ**=તારા. **યત્ર**=જ્યાં.

જિનેંદ્ર=જીનેશ્વર. ધત્તઃ=ધારણ કરેલું. પદ્માનિ=કમળો. તત્ર=ત્યાં. વિબુધાઃ=દેવો. પરિકલ્પયન્તિ=રચે છે.

ભાવાર્થઃ—હે જીનેશ્વર! સોનાનાં નવાં ખીલેલાં કમળોના જથ્થાની કાન્તિ જેવાં આપનાં નખનાં કિરણો છે. જ્યાં જ્યાં આપનાં પગલાં થાય છે, ત્યાં દેવો કમળો રચે છે. ૩૬

**इत्थं यथा तव विभूतिरभूज्जिनेंद्र**
**धर्मोपदेशनाविधौ न तथा परस्य ।**
**यादृक्प्रभा दिनकृतः प्रहतांधकारा**
**तादृक् कुतो ग्रहगणस्य विकाशिनोऽपि ॥३७॥**

અર્થઃ—ઈત્થં=આવી રીતે. યથા=જેમ. તવ=તારી. વિભૂતિઃ=શક્તિ. અભૂત્=થઈ છે. જિનેંદ્ર=હે જીનેશ્વર. ધર્મોપદેશનવિધૌ=ધર્મોપદેશની વિધિમાં. ન=નહિ. તથા=તેવી. પરસ્ય=બીજાની. યાદૃક્=જેમ. પ્રભા=શોભા. દિનકૃતઃ=સૂર્યની. પ્રહતાંધકારા=અંધકાર કાઢી નાખનારી. તાદૃક્=તેવી. કુતઃ=ક્યાંથી. ગ્રહગણસ્ય=ગ્રહોના જથ્થાની. વિકાશિનઃ અપિ=પ્રકાશીત થએલાની પણ.

ભાવાર્થઃ—હે જીનેંદ્ર, આવી રીતે ધર્મોપદેશ કરતી વખતે આપની શક્તિ છે, તેવી બીજાની નથી, કેમકે અંધકારનો નાશ કરનાર સૂર્યના જેવું તેજ, પ્રકાશ પામેલા ગ્રહોનું પણ હોતું નથી. ૩૭

**श्च्योतन्मदाविलविलोलकपोलमूल-**
**मत्तभ्रमद्भ्रमरनादविवृद्धकोपम् ।**

ऐरावताभमिभमुद्धतमापतन्तं
दृष्ट्वा भयं भवति नो भवदाश्रितानाम् ॥३८॥

અર્થ:—શ્ચ્યોતત્=ઝરતો. મદ=મદ. આવિલ=ખરડાએલા. વિલોલ=ચંચળ. કપોલમૂલ=ગ્રમણ્ડ. મત્ત=મદોન્મત્ત. ભ્રમત્=ભ્રમતો. ભ્રમરનાદ=ભ્રમરનો અવાજ. વિવૃદ્ધ=વૃદ્ધિ પામ્યો છે તે. કોપમ્=ક્રોધ. ઐરાવતાભમ્=ઐરાવત જેવો રૂપાળો. ઇભમ્=હાથી. ઉદ્ધતમ્=ઉદ્ધત. આપતંતં=સામો આવતો. દૃષ્ટ્વા=જોઇને. ભયં=બીક. ભવતિ=થાય છે. નઃ=નહી. ભવદાશ્રિતાનામ્=તમારો આશ્રય કરી રહેલાઓને.

ભાવાર્થ:—ઝરતા મદથી ખરડાએલા ગંડસ્થળવાળો અને આજુ બાજુ ભમતા ભ્રમરાઓના ગુંજાવરથી કોપીષ્ટ થએલો એરાવત જેવો ઉદ્ધત હાથી સામો ધસી આવતો હોય તોપણ આપનો આશ્રય કરનારને બીક લાગતી નથી. ૩૮

भिन्नेभकुम्भगलदुज्ज्वलशोणिताक्त-
मुक्ताफलप्रकरभूषितभूमिभागः ।
बद्धक्रमः क्रमगतं हरिणाधिपोऽपि
नाक्रामति क्रमयुगाचलसंश्रितं ते ॥ ३९ ॥

અર્થ:—ભિન્ન=છેદાયલા. ઇભકુમ્ભ=હાથીનાં માથાં ગલત્=ટપકતા. ઉજ્જ્વલ=ઉજળા. શોણિતાક્ત=લોહીથી ખરડાએલા. મુક્તાફલ=મોતી. પ્રકર=જથ્થો. ભૂષિત=શોભાવેલો. ભૂમિભાગઃ=જમીનનો ભાગ. બદ્ધક્રમઃ=જેના પગ બાંધેલા છે તે. ક્રમગતમ્=

જેણે ફાળ મારી છે તે **હરિણાધિપઃ**=સિંહ. **અપિ**=પણ. **ન**=નહિ. **આક્રામતિ**=ઓળંગે છે. **ક્રમયુગ**=બે પગ. **અચલ**=પર્વત. **સંશ્રિતં**=આશ્રય કરીને રહેલો. **તે**=તારો.

**ભાવાર્થ**:—હાથીના લમણા છેદી, તેમાંથી ખરતા લોહીથી ખરડાએલાં ઉજ્વળ મોતીથી પૃથ્વીને શોભાવનાર સિંહની ફાળમાં આવી પડેલો મનુષ્ય આપનાં બે ચરણરૂપી પર્વતનો આશ્રય લેવાથી તેના પંજામાં જઇ શકતો નથી. ૩૯

**कल्पान्तकालपवनोद्धतवह्निकल्पं**
**दावानलं ज्वलितमुज्ज्वलमुत्स्फुलिंगम् ।**
**विश्वं जिघत्सुमिव सन्मुखमापतन्तं**
**त्वन्नामकीर्तनजलं शमयत्यशेषम् ॥४०॥**

**અર્થ**:—**કલ્પાંત કાલપવનોદ્ધત**=પ્રલયકાળના પવનથી તેજમાં આવેલો. **વન્હિ**=અગ્નિ. **કલ્પમ્**=જેવો. **દાવાનલમ્**=વનમાં લાગેલો અગ્નિ. **જ્વલિતં**=સળગેલો. **ઉજ્જ્વલં**=ઉજળો. **ઉત્સ્ફુલિંગમ્**=ઉંચે જતા તણખાવાળો. **વિશ્વં**=જગત. **જિઘત્સુમિવ**=ગળી જવા ઇચ્છતો હોય તેમ. **સન્મુખમ્**=પાસે. **આપતંતમ્**=આવતો. **ત્વન્નામકીર્તનજલમ્**=તમારા નામના કીર્તન રૂપી પાણી, **શમયતિ**=શાંત કરે છે. **અશેષમ્**=સંપૂર્ણ રીતે.

**ભાવાર્થ**:—પ્રલયકાળના પવનથી તેજમાં આવેલો, ઉંચે જતા તનખાવાળો, તેજસ્વી અગ્નિ જગતને બાળી નાંખવા ઇચ્છતો હોય, તેમ સામો આવતો હોય, તેને આપના સ્તવનરૂપી જળથી શાંત કરી શકાય છે. ૪૦

रक्तेक्षणं समदकोकिलकण्ठनीलं
क्रोधोद्धतं फणिनमुत्फणमापतन्तम् ।
आक्रामति क्रमयुगेन निरस्तशङ्क-
स्त्वन्नामनागदमनी हृदि यस्य पुंसः ॥ ४१ ॥

અર્થ:—રકત=રાતાં. ઇક્ષણં=આંખ. સમદ=મદોન્મત્ત. કોકિલકણ્ઠ=કોયલના ગળા જેવા. નીલં=કાળા. ક્રોધોદ્ધતં=ક્રોધથી ઉદ્ધત થએલા. ફણિનમ્=સાપને. ઉત્ફણમ=ફણા ઉંચી ગઇ છે જેની તેને. આપતંતમ્=સામો આવનાર. આક્રામતિ=ઉલ્લંઘન કરે છે. ક્રમયુગેન=બે પગથી. નિરસ્તશંકઃ=જેની શંકા જતી રહી છે તે. ત્વન્નામ=તારા નામ રૂપ. નાગદમની=નાગને તાબે કરવાની વિદ્યા. હૃદિ=હૃદયમાં. યસ્ય પુંસઃ=જે મનુષ્યના.

ભાવાર્થ:—લાલ ચક્ષુવાળો, મદોન્મત્ત કોયલના ગળા જેવો કાળો, ક્રોધથી ભરપૂર સાપ ઉંચી ફણા કરીને સામો ધસતો હોય, તો તેને આપના નામ રૂપી નાગ-દમની વિદ્યાવાળો મનુષ્ય નિર્ભય ઓળંગી જાય છે (તેને સાપ કરડતો નથી.)

वल्गत्तुरंगगजगर्जितभीमनाद-
माजौ बलं बलवतामपि भूपतीनाम् ।
उद्यद्दिवाकरमयूखशिखापविद्धं
त्वत्कीर्तनात्तम इवाशु भिदामुपैति ॥४२॥

**અર્થ**:—**વલ્ગત્**=યુદ્ધ કરતા. **તુરંગ**=ઘોડો. **ગજગર્જિત**=હાથીની ગર્જનાથી. **ભીમનાદં**=ભયંકર અવાજ. **આજૌ**=યુદ્ધમાં. **બલં**=સૈન્ય. **બલવતામપિ ભૂપતીનામ્**=જબરા રાજાઓનું પણ, **ઉદ્યત્**=ઊગતો. **દિવાકર**=સૂર્ય. **મયૂખ**=કીરણ. **શિખા**=પંક્તિ. **અપવિદ્ધં**=છેદાયલું. **ત્વત્કીર્તનાત્**=તારા કીર્તનથી. **તમઃ**=અંધકાર, **ઈવ**=જેવું. **આશુ**=જલ્દી. **ભિદ્દામુપૈતિ**=નાશ પામે છે.

**ભાવાર્થ**:—જેમ સૂર્યનાં કિરણો અંધકારનો નાશ કરે છે, તેમ જેની અંદર ઘોડા કુદી રહ્યા છે અને હાથીઓની ભયંકર ગર્જનાઓ થઈ રહી છે તેવા રણમાંના બળવાન્ રાજાઓના લશ્કરનો પણ નાશ આપના કીર્તનથી થાય છે. ૪૨

**कुन्ताग्रभिन्नगजशोणितवारिवाह–**
**वेगावतारतरणातुरयोधभीमे ।**
**युद्धे जयं विजितदुर्जयजेयपक्षा–**
**स्त्वत्पादपङ्कजवनाश्रयिणो लभन्ते ॥ ४३ ॥**

**અર્થ**—**કુન્ત**=બરછી. **અગ્ર**=અણી. **ભિન્ન**=છેદેલા. **ગજ**=હાથી. **શોણિત**=લોહી. **વારિવાહ**=પાણીનો પ્રવાહ. **વેગાવતાર**=જલદીથી પેસવું તે. **તરણાતુર**=તરીને નીકળવાની ઈચ્છાવાળા. **યોધભીમે**=જેની અંદર ભયંકર યોદ્ધાઓ છે તેવા. **યુદ્ધે**=યુદ્ધમાં. **જયં**=જય. **વિજિત**=જીતેલા. **દુર્જય**=ન જીતાય તેવા. **જેય પક્ષાઃ**=શત્રુપક્ષ. **ત્વત્પાદપંકજવનાશ્રયિણઃ**=તમારા પગરૂપી કમળના વનમાં આશ્રય કરી રહેલા. **લભન્તે**=મેળવે છે.

**ભાવાર્થ**:—બરછીથી છેદાયલા હાથીઓના લોહીની નદીઓમાં તરવાને તૈયાર થયેલા યોદ્ધાઓવાળા ભયંકર યુદ્ધમાં આપનાં ચરણ કમળ રૂપી અરણ્યનો આશ્રય લેનાર અજીત શત્રુઓને પણ જીતે છે. ૪૩

**अम्भोनिधौ क्षुभितभीषणनक्रचक्र-**
**पाठीनपीठभयदोल्बणवाडवाग्नौ ।**
**रंगत्तरंगशिखरस्थितयानपात्रा-**
**स्त्रासं विहाय भवतः स्मरणाद् व्रजन्ति ॥४४॥**

**અર્થ**:—**અમ્ભોનિધૌ**=દરિયામાં. **ક્ષુભિત**=ઉછળી રહેલા **ભીષણ**=ભયંકર પ્રાણીઓ. **નક્ર**=મગર. **ચક્ર**=ભમરાઓ. **પાઠીન પીઠ**=જળચર. **ભયદ**=ભય ઉત્પન્ન કરનાર. **ઉલ્વણ**=સ્વચ્છ **વાડવાગ્નૌ**=જમીનમાં જતા અગ્નિમાં. **રંગત્**=ઉછળતાં. **તરંગ**=મોજાં. **શિખરસ્થિત**=ટોચે રહેલું. **યાનપાત્રાઃ**=વહાણો. **ત્રાસં વિહાય**= ત્રાસ મૂકીને. **ભવતઃ**=આપના. **સ્મરણાત્**=સ્મરણથી. **વ્રજન્તિ**= પામે છે.

**ભાવાર્થ**:—ઉછળી રહેલા, ભયંકર મગર અને જળચર, ભમરા અને ઉછળતાં મોજાં અને વાડવાગ્નિવાળા દરિયામાં, મોજાં પર રહેલાં વહાણો પણ આપના સ્મરણથી ત્રાસમાંથી છુટી (કિનારે) પહોંચે છે. ૪૪

**उद्भूतभीषणजलोदरभारभुग्नाः**
**शोच्यां दशामुपगताश्च्युतजीविताशाः ।**

**त्वत्पादपङ्कजरजोऽमृतदिग्धदेहा**
**मर्त्या भवन्ति मकरध्वजतुल्यरूपाः ॥४५॥**

**અર્થ**:—**ઉદ્ભૂત**=ઉત્પન્ન થએલો. **ભીષણ**=ભયંકર. **જલોદર ભારભુગ્રાઃ**=જળોદર નામના રોગના વજનથી વાંકા થઇ ગયેલા. **શોચ્યાં**=શોક કરવાલાયક. **દશાં ઉપગતાઃ**=દશા પ્રાપ્ત કરી હોય તેઓ. **ચ્યુત**=મુકી દીધેલી. **જીવિતાશાઃ**=જીવવાની આશા. **ત્વત્પાદપંકજરજઃ**=તારા ચરણ કમળની રજ. **અમૃતદિગ્ધદેહાઃ**=જેના શરીરે અમૃત ધર્યું છે તેવા. **મર્ત્યાઃ**=મરી જનાર. **ભવન્તિ**=થાય છે. **મકરધ્વજતુલ્ય રૂપાઃ**=કામદેવ જેવા રૂપવાન.

**ભાવાર્થ**:—ભયંકર જળોદર રોગથી વળી ગએલા અને મરણ પથારીએ પડેલા, આપના ચરણ કમળની રજથી, જેમ અમૃત છાંટવાથી જીવતા થાય તેમ, કામદેવ જેવા રૂપવાન થાય છે. ૪૬

**आपादकण्ठमुरुशृंखलवेष्टिताङ्गा**
**गाढं बृहन्निगडकोटिनिघृष्टजङ्घाः ।**
**त्वन्नाममन्त्रमनिशं मनुजाः स्मरन्तः**
**सद्यः स्वयं विगतबन्धभया भवन्ति ॥४६॥**

**અર્થ**:—**આપાદકણ્ઠમ્**=પગથી મસ્તક સુધી. **ઉરૂશૃંખલ**=મોટા શૃંખલા. **વેષ્ટિત અંગા**=બંધાયલાં શરીરવાળાં. **ગાઢં**=મજબુત. **બૃહત્**=મોટી. **નિગડ**=બેડી. **કોટિ**=કોડ. **નિઘૃષ્ટજંઘાઃ**=જેની સાથળો સાથે ઘસાય છે તેવા. **ત્વત્**=તારૂં. **નામમંત્રમ્**=નામરૂપી જાપ. **અનિશં**=રાત્રિ ધાર્યા વિના; નિશદિન. **મનુજાઃ**=મનુષ્યો. **સ્મરં**-

તઃ=સ્મરણ કરતાં. સદ્યઃ=તત્કાળ. સ્વયં=પોતાની મેળે. વિગતબંધભયાઃ=જેના બંધનના ભય જતા રહ્યા છે તેવા. ભવન્તિ=થાય છે.

ભાવાર્થઃ—પગથી ગળા સુધી જેનાં શરીર સાંકળથી બાંધેલાં હોય અને સાથળ સાથે ઘસાતી બેડીઓથી વિંટાઇ ગયાં હોય તે નિરંતર આપનું સ્મરણ કરવાથી જલદી પોતાની મેળે જ છૂટા થઇ શકે છે. ૪૬

**मत्तद्विपेंद्रमृगराजदवानलाहि-**
**संग्रामवारिधिमहोदरबन्धनोत्थम् ।**
**तस्याशु नाशमुपयाति भयं भियेव**
**यस्तावकं स्तवमिमं मतिमानधीते ॥ ४७ ॥**

અર્થઃ—મત્ત-મદોન્મત્ત. દ્વિપેંદ્ર=હાથી. મૃગરાજ=સિંહ. દવાનલ=દાવાનળ. અહિ=સાપ. સંગ્રામ=યુદ્ધ. વારિધિ=દરીઓ મહોદર=જળોદર નામનો રોગ. બન્ધન=બંધ. ઉત્થમ્=ઉત્પન્ન થએલું. તસ્ય=તેનો. આશુ=જલદી. નાશમુપયાતિ=નાશ થાય છે. ભયં=બીક. ભિયેવ=જાણેકે બીકથી. યઃ=જે. તાવકં=તારા. સ્તવં=સ્તવન. ઇમં=આ. મતિમાન્=બુદ્ધિમાન. અધીતે=ભણે છે.

ભાવાર્થઃ—બુદ્ધિમાન મનુષ્ય આપનું આ સ્તવન ભણે છે એટલે ભયથી નાશ પામતા હોય તેમ, તે મનુષ્યના મદોન્મત્ત ગજરાજથી, સિંહથી, દાવાનળથી, યુદ્ધથી, દરીઆથી, મહોદરથી, બંધનથી, વગેરેથી ઉત્પન્ન થએલા ભયો ઝટ નાશ પામે છે. ૪૭

**स्तोत्रस्रजं तव जिनेन्द्र गुणैर्निबद्धां**
**भक्त्या मया रुचिरवर्णविचित्रपुष्पाम् ।**

**धत्ते जनो य इह कण्ठगतामजस्रं**
**तं मानतुङ्गमवशा समुपैति लक्ष्मीः ॥ ४८ ॥**

**અર્થ**:—**સ્તોત્રસ્રજં**=સ્તોત્ર રૂપી માળા. **તવ**=તારી. **જીનેંદ્ર**=જીનેશ્વર. **ગુણૈઃ**=ગુણોથી. **નિબદ્ધાં**=બાંધેલી. **ભક્ત્યા**=ભક્તિથી. **મયા**=મારાથી. **રૂચિરવર્ણ**=મનોહર રંગનાં. **વિચિત્ર પુષ્પામ્**=વિચિત્ર ફુલોવાળી. **ધત્તે**=ધારણ કરે છે. **જનઃ**=માણસ. **યઃ**=જે. **ઇહ**=આ દુનીઆમાં **કણ્ઠગતામ્**=ગળામાં. **અજસ્રં**=દરરોજ. **તં માનતુંગં**=તે માનવંત પુરૂષને. **અવશા**=સ્વતંત્ર. **સમુપૈતિ**=મળે છે. **લક્ષ્મીઃ**=પૈસા ( મોક્ષ ).

**ભાવાર્થ**:—હે જીનેંદ્ર ! આપના ગુણો રૂપી દોરાથી શબ્દ રૂપી મનોહર પુષ્પોની મેં ભક્તિથી રચેલી આ માળા જે માણસ ગળામાં ધારણ કરશે, તે સન્માન પામશે, અને સ્વતંત્ર લક્ષ્મી ( મોક્ષ સુખ ) તેને મળશે. ૪૮



# શ્રી જૈન સ્થાનકવાસી વિદ્યાલય-મુંબઈમાં થતું કામકાજ.

(૧) દર મહિનાની પાંચ તિથિ સુદ ૫-૮-૧૫ તથા વદ ૮ તથા અમાસ તથા પજોસણના આઠે દિવસ તથા આંબેલની ઓળીમાં હમેશાં જીવોને અભયદાન આપવામાં આવે છે (જીવો છોડાવવામાં આવે છે). (૨) હમેશાં કબુતરને ચણા નાંખવામાં આવે છે. (૩) દર મહિને ગાયોને ઘાસ નાંખવામાં આવે છે. (૪) ગરીબ માણસને મદદ આપવામાં આવે છે. (૫) દવાઈ (સ્વામી ભાઈને અથવા ગરીબ માણસને) મફત આપવામાં આવે છે. (૬) બહારગામ ખાતે જ્ઞાનદાન ખાતામાં, જૈનશાળા અથવા કન્યાશાળામાં ધાર્મિક પુસ્તકો જોઈએ તે મફત આપવામાં આવે છે. (૭) કોઈ પણ માણસને ધરમાદા ખાતામાં મોકલવા માટે અથવા પોતાની વપરાશ માટે પુસ્તકો જોઈએ તે ઓછી કીમતથી આપવામાં આવે છે. (૮) આ ખાતામાંથી દરેક માણસને સુપડી તથા પોજણી પોતાની વપરાશને માટે મફત આપવામાં આવે છે. (૯) આ ખાતા તરફથી આઠમ પાખીની ટીપો છપાવવામાં આવે છે અને તેની જ્યાં જ્યાં જરૂર હોય ત્યાં મફત મોકલવામાં આવે છે. (૧૦) આ ખાતામાં ધર્મ ઉપગરણ તથા ધર્મ પુસ્તકો રાખવામાં આવે છે, તે ધર્મ કરણી કરનાર માણસને ઓછી કીમતથી આપવામાં આવે છે અને ગરીબ માણસને મફત આપવામાં આવે છે. (૧૧) આ ખાતામાંથી જ્ઞાનનો ઉદય થાય તેવાં પુસ્તકો છપાવવામાં આવશે અને તે મુદલ કીમતથી વેચવામાં આવશે.

**શા. ત્રીભોવનદાસ ગુલાબચંદ જામનગરવાલા.**
**ગાંધી રતનજી પાનાચંદ થોરડીવાલા.**
**ઓનરરી સેક્રેટરીઓ.**

ઘર નં. ૫૩-૫૭, સી. પી. ટેંક રોડ, મુંબઈ.